

D. N. Patel

G.B.V.C.



# કાળાં મેંઢાં



ભાગ ૨ જો.

લખનાર—ડી. એન. પટેલ.

How quick we credit every oath,
And hear her plight the willing troth!
Fondly we hope 'twill last for aye,
When lo! she changes in a day.

* * * *

This record will for ever stand,
Woman! thy vows are traced in sand.

[ Byron ]

છપેલા તથા ફેલાવનારા કરતા.

કીંમત ૮ આના.

મુંબઈ

૧૮૯૫.



BYRON PRESS

થોડા વખતમાં બહાર પડશે.

# બહાદુર કન્નો અને અનાથ તારા.

નોવેલ, લખનાર—ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર.

સખાવત, એજ દુનિઆની દોલત છે; પરોપકારતા, એજ માણુસોનું કર્તવ્ય છે; વિપત્તિ, એજ પુરૂષ પરાક્રમની કસોટી છે; પવિત્રતા, એજ સ્ત્રીઓનો ખરો ધર્મ છે; નીતિનો એમ, એજ સ્ત્રી પુરૂષનાં સુખનું સાધન છે; યુક્તિ, એજ દુસ્મનોને જીતવાનુ મોટું હથિયાર છે; અને એકજ દ્રઢતા, એજ આ સંસારમાં વિજય સ્થંભ કાયમ કરવાનો મજબુત ઉપાય છે; વગેરેનું ચિત્ર આ વાર્તામા આબેહુબ દેખાડી આપેલ છે. "પ્રેમની પરીસીમા" એજ આ વાર્તાનો મુખ્ય રસ એટલુંજ નહી, પણ નીતિ, ધર્મ, અને સત્યતા એ પણ મધુરમ અંત સુધી મજબુત ટકી રહેલાં છે. વાર્તા સાદી પણ રસીલી અને સરળ ભાષામા હોવાથી ઘરસંસારનાં સ્ત્રીકુટુંબોમાં વાંચવા લાયક છે. અગાઉથી કિમ્મત ફકત બાર આના, પાછલથી રૂપીઆ એક રાખી છે. **નામ નોંધાવો—પીરોજશા ડી. મુકાદમ—બજારગેટ સ્ટ્રીટ**-કોટ. મુંબાઈ.

**તૈયાર છે.**

**નવલગંગા** (સચિત્ર) ભાગ પેહેલો-સ્ત્રી સંસારી વાર્તા-કિમ્મત રૂા. ૧-૮-૦

**ચંદ્રકાન્ત ચંદ્રાવતી**—(વ્યભિચાર ખંડન નાટક)—,, રૂા. ૦-૮-૦

**બાળશિક્ષણ ગરબાવળી**—(છોડીઓની નિશાળોમાં ઇનામ આપવા લાયક નીતી સંબધી ગાયનોનો ભંડાર તેની સાથે (પશુ પંખી અનાજ વગેરેનું) રેસીટેશન આપેલું છે.— રૂા. ૦-૪-૦

**વસંત માધવનાં** ગાયનો (ઉદારતાનું અનુપમ ચિત્ર— રૂા. ૦-૨-૦

રોકડી કિમ્મતે મલશે-**એન. એમ. કું. કાલબાદેવી રોડ.**
**પી. ડી. મુકાદમ; બુકસેલર્સ બજારગેટ. કોટ.**
કર્તાને ત્યાં-ગાયવાડી-કાલબાદેવી રોડ.

રચનાર **ગોપાલજી કલ્યાણજી દેલવાડાકર.**

૫૫૫૮

# મારા મરહુમ મેહેરબાન

# ઉસતાદ.

**હેનરી સ્ટીલ. એ. વી. ડી.**

... કૉલેજ ઑફ વેટરીનરી સરજ્યન્સ.

... મર. રાયલ કાલેજ ઑફ વેટરીનરી સરજયન્સ.

... પાથોલોજીકલ સોસાયટી ઑફ લનડન.

..., બૉમબે વીટરીનરી કૉલેજ.

... ર ઑફ વેટરીનરી સાયન્સ.

...લો, બૉમબે યુનીવરસીટી.

જસ્ટીસ ઑફ ધી પીસ.

...નના કઢંગા મરણથી તારા પુજય શીષ્યને જે
...કુરાય એવી ખોટ ગઇ છે તથા ધંધા સંબંધી તારી
...મનો મદદ અને મેહરબાંની ખોઇછે તેની
ઇઆદમાં તથા જાનવરી વઇદાંના ફેલાવા તથા
ભલાં કાજે-જે પાર વીનાની જેહમતો તુંએ
ખેંચી તે જીવલેન જેહમતનો અંતે
તું ભોગ થઇ પડી કવખતે ભરજવાન
વયમાં સેંહકડો ઉમેદો અને અર-
માન ભરીઆ દીલે તું કજાને
શરણ થઇ પડીઓ તેની
ગમખાર દીલભેદક
ઇઆદમાં

**ઓ માયાલુ સ્ટીલ**

તારા હજારો ઉપકાર તલે દબાએલો તારો આશીકલ

**"પટેલ"**

**આ નાંહાનુ પુસ્તક તુંને માન સાથ અરપણ કરે છે.**

# "ચેરી મેરી"

# વેલાતના કાળાં મેંઢાં.

## ભાગ બીજો

## પ્રકરણ ઓગનીસમું.

### સીમબર અને જાસેલીન.



નીલફ્લર ઉપર આવી રીતનો સીતમ જ્યારે ડાકટર સીલવેસતર ગુજારતો હતો, તીઆરે તેનો વાહાલો જાસેલીન લનડનમા શું કરતો હતો તે જાણવું જોઇએ.

જાસેલીન સીમબરને મલી તેની બેહેન નીલફ્લરના લગનની મન્જુરીઆત મેલવવા અધીરો થઇ રેહો હતો. વાંચનાર જાણે છે કે એજ કારણસર તે લનડન ગયો હતો નીલફ્લર પાસથી તેને સીમબર ઉપર પીછાણ પત્ર લેઇ લીધેલુ હોવાથી આજે તે હરખભેર સીમબરની મુલાકાત લેવા "વાતરબરી રોડ" તરફ શેરમનના મકાને જવા નીકલીઓ.

રંગબેરંગી વીચારોના વમલમા તણાતો, તરેહે તરેહેની આસાની ઉમેદો કરતો અને જાત જાતના ખ્યાલોમાં ગુંટાતો જવાન જાસેલીન સહવારની ઠંડી લહેકીની મોજ લેતો ઉતાવલે કદમે શેરમનના મકાને સીમબરની મુલાકાતે જતો હતો. પણ તેવામાં એકાએક તેની નજર એક સુંદર દેખાવની રૂપાલી ઓરત ઉપર પડી અને તેને જોતાજ તેના મગજમાથી સંરવે ખીઆલો ઉડી ગયા.

એકાએક એ શું થયું !! શું જાસેલીન આ ઓરતને ઓલખતો હતો?

નહી. બીલકુલ નહી.

આ સુંદર દેખાવવાલી ઓરત સુમારે ૧૬ થી ૧૮ વરસની ઉમરની હતી. દેખાતુ હતુ કે તેની થાક અને રંજથી બેજાર થઇ ગએલી હતી. રાત સારી તેનીએ ભટકીને ગુજારેલી હોએ એમ તેનીના ચેહેરાપરથી સાફ માલમ પડતુ હતુ. બેધીઆન

બેમગજ અને ઉસકેરાએલી હાલતમા તે બોલી "ગમે તે થાઓ ! પણ હુ હવે પાછી જનાર નથી. તેઓએ સંપ કીધેલો છે. ઓ ખુદા !! મને મારી દરકાર નથી પણ નીરદોશાને તુ બચાવજે. એક નીરદોશ ઓરતની લાજ, તેનું પતીવ્રતપણું તું જાળવજે.

આવી રીતના સખુન !! આવાં કીમતી જવાહીરના ઝુમખા જવાન જાસેલીન સાંભલી આ ઓરતનાં સંકટમાં તે દીલથી દુ:ખી થવા લાગો. સીમબરની મુલાકાત તે ભુલી ગીઓ. નીલફરનો વીચાર તેના મનમાથી નીકલી ગયો અને આ દુ:ખી ઓરતના દુ:ખમાં સામેલ થવા અને તેના સંકટમા શરીક થવા આ સદગુણી જવાન એકદંમ તઇઆર થયો.

પેલી ઓરત ઠાકથી બેજાર થઇ એક મકાનના પગથીઆં ઉપર ફસડાઇ બેસી ગઇ. જાસેલીન હવે વધારે ધીરજ રાખી શકીઓ નહી. તેને ફુરતજ પેલી ઓરત પાસ જઇ ધીમે અવાજે પુછીયું "બાનું તમે ભુલાં પડેલાં હોવો એમ મને લાગે છે. મારી મદદની જો કાઇબી જરૂર હોએતો :—

હા સાહેબ હા. "પેલી જવાન ઓરત આ અવાજ સાંભલી બોલી ઉઠી. મને બચીત મદદની જરૂર છે. તમે જો ખરા દીલથી:—

બાનુ "જાસેલીને જવાબ દીધો" તમે બેફીકર મારી ઉપર વીસવાસ રાખો. તમે કદીબી તેમાં ઠગાવાના નથી. નીરદોશને મદદ કરવા, નીરાસરીતને આસરો આપવા અને ખચુસ કરી અબલાજાતની હોરમતનો બચાવ કરવા આ કમતરીન હમેશા તઇઆર છે.

એક રેહેવા માટે મકાન અને ખાવા માટે એક રોટીનો ટુકડો ફકત એ બે ચીજની જો તમો મારી ઉપર નવાજેશ કરો તો હુ કમતરીન ઉંમર સુધી તમારી ફરમાબરદાર થઇ નોકરી બજાવવા કબુલ થાઉ છુ. "પેલી સુંદર ઓરત રડતી આંખે બોલી" પણ ઓ દયાલુ સાહેબ તે મકાનમાં મારી ઇજત રહે અને મારી હોરમતને બટ્ટો નહી લાગે એવી હુ કબુલાત તમો પાસથી માગુછ તે માફ કરજો. તમે કદાચ ધારસો કે હુ મુફલેસ અને લાચાર છેઉ. પણ ઓ રેહેમવંત સાહેબ હુ લાચાર બેચાર નથી. હુ ગરીબ છેઉ પણ આબરૂ ઇજતથી ભરપુર છેઉ. મારાં બેશી હઇઆત છે; તેમનો આસરો મારે સારૂ તઇયાર છે; પણ જીંદગી કરતાં વધારે વાહાલી મને મારી ઇજત છે અને ઇજત કરતાં વધારે કીમતી મને મારી દામન છે. તેનો બચાવ કરવા, નીરદોશના સંકટ ટાલવા અને મારો દામનને કલંક લાગતો અટકાવવા હુ આ ફેજે પુગી છેઉ.

બાનું "જાસેલીને આસપાસ નજર કરી કહેયુ" રસતા ઉપર ઉભાં રેહી વાત કરવાથી લોકોનુ ધીઆન આપરો તરફ ખેચાએ છે. મારી ઉપર તમે વીસવાસ રાખો અને ચાલો મારી સાથે. તમારા માંગવા પ્રમાણે એક આબરૂદાર મકાન હું તમુને આપી શકસ. તીઆ તમારી દરેક સગવડ સાચવવામા આવસે. તીઆ તમારી ઇજત અને દામન બીલકુલ સલામત રહેશે.

આ સુંદર ઓરત જવાન જાસેલીનના આવી રીતના સધીઆરાથી ભરેલા માયાથી ભરપુર સખુનો સાંભલી દીલથી તેનો ઉપકાર માની તેના આસરા હેઠલ જઇ વસવા તઇઆર થઇ અને તેજ વખતે જાસેલીન સીમબરની મુલાકાતે જવાનુ કાંમ પડતુ નાખી આ સુંદર ઓરતને લેઇ "ચેરીમેરી હોટેલ" તરફ નીકલી ગઓ.

શું જાસેલીન આ ઓરત ઉપર મોહી પડીઓ હતો કે ત પોતાનું કાંમ ભુલી જઇ આ નવી ઓરત ઉપર પોતાનુ ધીઆન આપવા લાગો ?

નહી. વાચનાર જાસેલીન વીશે એમ ધારવું એ તેને અપમાન કરવા જેવુ છે. જાસેલીન જેવા સદગુનો-જાસેલીન જેવા ભલા અને દયાલુથી એવી આસા કદી પણ આપાણ રાખસુ નહી.

સેહેજ વારમા તેઓ ચેરીમેરી હોટેલમા જઇ પુગાં. જાસેલીને આ નવી ઓરતને માટે ખાસ ગોઠવણ કરવાનો હુકમ કીધો.

આ મકાનમાં મે ઉતારો કીધો છ "જાસેલીને કેહયુ" તમે હીઆ આજનો દીવસ રેહો. તમારે માટે મે સરવે રીતનો બંદોબસત કરવાનો હુકમ કીધો છે. હુ પોતે લનડનમા રેહેતો નથી. મારૂં હમેશાનુ રેહઠાણ હીયાંથી થોડા કલાકના રસતા ઉપર છે. મને હાલ એક અગતના કાંમસર એક બાનુની મુલાકાતે જવુ છે. તીઆંથી એક કલાકમાં હુ પાછો ફરસ તેટલાં તમે હીયા સુખેથી રેહો. મારૂ કાંમ પુરૂ કરી આપણુ આવતી કાલે મારા મકાન તરફ નીકલી જઇસું. તીઆં તમુને રેહેવાને મકાન અને તમારી ઇજતને માંન મલે એવી ગોઠવણ કરવાની હુ કબુલાત આપુછુ. હાલ હુ તમારી રજા લેઉછુ. તમુને જેબી કાંઇ કેહેવું હોએ તે સાંભલવા હુ ઘનો ખુશી થઇશ.

જાસેલીન આ નવી બાંનુની રજા લેઇ વાતરબરી રોડ ઉપર શેરમેનના મકાન તરફ નીકલી ગયો અને આ સુંદર નાર તેના સદગુણ અને દયાલુ દીલ ઉપર હજારો આફ્રીન કરવા લાગી.

વાતરબરી રોડ ઉપર શેરમેનનુ મકાન જાસેલીને તુરત સોધી કાહાડીયુ.

"કાંઇ ફરમાસ સાહેબ"

"આ મકાન કોણનુ છે ?"

"શેરમેન"

"બાનુ સીમબર ઘરમાં છે ?"

હા સાહેબ છે. તમારૂ નામ. ?

"જાસેલીન"

"બેસો સાહેબ. આ દીવાનખાનામાં જરા બેસો. તમારા આવવાની ખબર તેમને પોહોચાડી હુ હમના પાછો ફરૂછ."

સેહેજ વારમા પેલો નોકર પાછો ફરીઓ અને જાસેલીનને પોતા સાથ લેઇ એક સુંદર દીવાનખાનામા દાખલ થયો. જાસેલીન જેવો આ દીવાનખાનામા દાખલ થયો તેવીજ તેની નજર એક અતી રૂપવંતી ઓરત ઉપર પડી. તેની શીકલ જોતાંજ તે

હૈરત રેહો. જાસેલીન કાંઇબી સવાલ કરે તે આગમજ પેલી સુંદર પોતે નમીને બોલી. "તમારૂ નામ જાસેલીન"?

હા બાનુ "જાસેલીને નમીને જવાબ દીધો." હુ ધારૂછ કે સીમબર તમે પોતે છઓ.

હાજી. "સીમબર બોલી" મારી બેહેન નીલફરે મારી ઉપર તમારી ધની તારીફ લખી છે. મારી ગેરહાજરીમાં તમોએ તેની લીધેલી સંભાલ માટે હુ તમારો ઉપકાર માનુછ જાસેલીન.

બાનુ સીમબર તમો પાસ મને ખાસ આવવુ પડીયુ છે. "જાસેલીને કેહેયુ" મારે શું કામ આવવું પડીયુ છે તે હુ પોતે બોલુ તે કરતાં તમારી બેહેન નીલફરે મારી પાસ તમો ઉપર મોકલાવેલો પેગામ જો તમે વાંચો જોસો તો મને વધારે આગલ બોલી તમારો વખત રોકવાની કાંઇ જરૂર પડસે નહી.

સીમબર ધીઆનથી પોતાની બેહેન નીલફરનુ કાગજ જાસેલીન પાસથી લઇ વાંચવા લાગી અને જાસેલીન સીમબરના ખુબસુરત ચેહેરા ઉપર થતા ફેરફારો તપાસવા લાગો.

જેવી રીતે જાસેલીન સીમબરને જોઇ તેની ખુબસુરતીના વખાન પોતાના દીલમાં ગાતો હતો તેવી રીતે સીમબર જાસેલીનનો મનમોહન મુખડો અને તેની રીત ભાત તથા અદબ અદાથી ખુશ થઇ પોતાની બેહેન નીલફરના કીસમતનુ બત્રીશ ભરતવા લાગી.

ધની ધીરજથી તેને નીલફરનું કાગજ વાંચી જાસેલીનને જવાબ દીધો "જાસેલીન તમારી માન ભરી માંગનો કબુલ કરવા અને તમારા લગન માટે મારી મંજુરી આત આપવા મને કાંઇ પણ અડચણ નથી. તમારા જેવા ભલા, તમારા જેવા સદગુણી અને તમારા જેવા બાહોશ ધણી કરતા વધારે સારો ખાવીંદ મારી બેહેન નીલફરને મલવો મુશ્કેલ છે. હુ મારા અંતકરણથી એ વીશે ખુશી છઉ જાસેલીન.

નીલફર મને જાન કરતા વધારે વાહાલી છે બાનુ સીમબર. "જાસેલીને કેહેયુ" પરણેલી જીંદગીનું ખરૂ સુખ અરસપરસ બંધાએલા ખરા પ્યારને આધારે ટકે છે. જ્યાં પ્યાર નહી તીઆં સુખ તે કાહાંથી હોએ બાનુ સીમબર.

તમારૂ કેહેવું ખરૂ છે જાસેલીન "સીમબર બોલી" પણ સરવે જન ખરો પ્યાર કરતા નથી. તેમજ સરવે કોઇ પ્યાર કરી પરણતાં નથી. પરનારી પર બુરી નજરથી જોનારા—પોતાના પાપી બદનમાં બુરા હવસો લઇ ફરનારા-કુછંડી-લંપટી-બદહવસી-બગધીઆનીઓ, ખરા પ્યારનુ ખુન કરનારા છે. જેમના બદનની રગોરગમા ફરતાં લોહી અંદર પાપી પ્રીત અને હવસની હવા મલેલો હોએ છે તેમના દમમાથી નીકલતી હવાનો ફકત સ્પર્શ ખરા પ્યારનુ ખુન કરે છે. આદમી પ્યાર કરવા માટે જીવે છે કે જીવવા માટે પ્યાર કરે છે એ કેહેવું મુશકેલ છે જાસેલીન.

સરવે આદમી જો એક સરખા આ જગતમાં પેદા થયાં હતે તો તેનુ સેવટ કેવું આવતે વારૂ ? "જાસેલીને કેહેયુ" પણ એ વાત આપણ આગલ લંબાવીસુ નહી.

શેઝરી તરફ જવાની મને ઉતાવલ છે. મારા લગનનો દીવસ હુ મુકરર કરી તમોને જણાવસ, અને મને આસા છે કે તમો આવવાને ભુલસો નહી. તમારી સાથે તમારા બેસી શેરમેનને પણ લેતાં આવજો.

મોટી ખુશીથી હુ શેરમેન તથા તેના ધનીઆનીને મારો સાથ લઇ આવસ "સીમબરે જવાબ દીધો" દલગીર છેઉ કે હમના શેરમેન સાથ તમારી મુલાકાત હુ કરાવી શકતી નથી સબબ તેઓ બંનેજન તમારા આવવાની સેહેજ વાર આગાઉ બાહાર ગઓં છે.

તેની કાઇ ઉતાવલ નથી. હુ તમારો રજા લેઉછ સીમબર "જાસેલીન બોલીઓ" તમો આવવાને ભુલતાં ના.

કદીબી નહી "સીમબર બોલી" પણ જરા સબુર કરો જાસેલીન. મારી ઉપર એક મેહેરબાની કરો. મારી બેહેન નીલફરને સારૂ હુ કાંઇ આપું તે તેને તમે પોહોચાડસો?

મોટી ખુશીથી "જાસેલીને જવાબ દીધો" કાએ નહી વારૂ?

આ એક કાગજ અને આ એક નાહાનુ જેવુ પડીકું છે તે તેને આપજો. "સીમબરે કેહેયુ" કહેજો સાહેબ કે કઢંગા સંજોગ વચે હુ જોકે એક વાહલી બેહેનથી વીખુટી પડીછ પણ તે વાહાલી બેહેનની મીઠી ઇઆદ અને તેનો મનમોહન ચીતાર મારી છાતીમાં કાએમ છે. જાસેલીન મારી બેહેનને તપાસજો. મારી કુઇ રૂકસાં નાની તબીયતના સમાચાર લખવા કહેજો અને નીલફરને કેહેજો કે કદીબી તુને સીમબર ભુલનાર નથી.

જાસેલીનને વધારે વખત બોટી રેહેવામાં હવે ઠીક લાગયુ નહી સબબ સીમબરના દીલમા તેની વીખુટી પડેલી બેહેન નીલફરની જુદાઇએ જે ગંમ ભરપા કીધો હતો તે નહી ડાબી શકાએ એવો હતો. નીલફરને ઇઆદ કરતાંજ સીમબરની આંખમાંથી આંસુ ટપકવા લાગાં. આવો મામલો જોઇ જાસેલીન તેની રજા લેઇ દીવાનખાનુ છોડી ગયો.

સીમબરને જાસેલીન મુકી ગયો; અને તેજ વખત આ ખુબસુરત ઓરતની આંખે અંધારાં આવવા લાગાં. તેનુ મગજ ચક્કર ખાવા લાગુ અને સુંદર સીમબર તુરતજ ખુરસી ઉપર બેધીઆન થઇ પડી. તેની મદદે કોઇ હતુ નહી. તોપણ તે હીંમત ધરી હુશીઆર થઇ અને જેવી તે હુશીઆર થઇ તેવીજ બેઅખતીઆર હાંએ મારી રડવા લાગી!!

અફસોસ સુંદર સીમબર!! આવી રીતનો વીલાપ કરવાનુ તેને શુ કારણ હતુ? એબી એક જાણવા જોગ ભરમ છે?

---

# પ્રકરણ વીસમું.

## ગરીબી તે શું ગુનેહગારી છે ? છુટાછેડાનું બોપાલું.




રીમેરી હોટેલના એક ફુસાદે દીવાનખાનામાં જાસેલીન હાલ પેલી નવજવાન ઓરત સાથ વાતચીતમા રોકાયો છે.

હીઆં પુછપરછ કીધાથી મે જાણીયુ કે તમારૂ નાંમ જાસેલીન છે સાહેબ. "પેલી ઓરત વાત કરવા લાગી" આહા. કેવું મજેનુ નાંમ. ભલાં આદમીના ભલાં કાંમો સાથ નામ પણ કેવાં કાંનને ભલાં સંભલાએ છે.

તમે મારી નકામી તારીફ કરોછ ખાનું. "જાસેલીન બોલીઓ" હુ તમારો હાલ સાંભલવા અધીરો છઉ. બેસો. શાંત થાઓ. ઉસકેરાઇ જવાનું કાંઇ કારણ નથી. ધીમે અને ધીરેથી તમારી હકીકત મને જો જાણાવસો તો બાંનુ ઇયાદ રાખજો કે મારાથી જો તમારૂ ભલું થઇ શકતુ હશે તો તેમ કરવાને જરાબી વીલંબ હુ લગાડનાર નથી.

મારા મેહેરબાંન, મારા કદરદાંન દોસત હુ મારી તમામ હકીકત કહેવા તઇઆર છઉ. "પેલી સુંદર બોલી" સાંભલો સાહેબ. ગઇ કાલ સુધી હુ મારા મકાંનમાં મારી માદર સાથ રેહેતી હતી, અને આજે તેનાથી વીખુટી પડી હીઆ તમારી દયા અને મેહેરબાનીને આધારે પડીછુ. જે માદરે મને પાલી મોટી કીધી. જેને બચપણમા લાખો લાડથી ઉધારી ઉછેરી. જે મારા દુઃખમા પોતાનુ દુઃખ સમજી દુઃખી થતી અને જે મને સુખી અને ખુશી જોઇ હસતી, તે વાહાલી માદરને હવે મલવાની આસા બીલકુલ ભંગ થઇ છે.

એમ કરવાનુ કારણ ? "જાસેલીને પુછીયુ." તે માદરની એવી શુ કસુર થઇ કે તેને તજી દેવાની આવી દુઃખભરી ફરજ તમુને પડી.

કસુર !! "પેલી સુંદર બોલી" કસુર એજ કે તે ગરીબ અને મુફલેસ હતી. તે મુફલેસ હતી એટલે ગુનાહા કરવાને માટેજ તેને જનમ લીધો હતો. આ ઝલકતી સદીના રંગબેરંગી ફેરફારો વચે વસતાં ગરીબો ગુનેહગારીમા કેવી રીતે દુખતાં જાએ છે, પોતાને નહી છાજે તેવી હાજતોની વેઠ કરવા માટે તેઓ કેવી કઢંગી રીતે ઉલટે રસતે દોરવાઇ જાએ છે તેનો કાંઇબી ખ્યાલ સાહેબ તવંગરોને રહેતો નથી. મુફલેસી અને ગરીબાઈ પાપ અને ગુનાહાનાં મુખ્ય કારણો છે. આજે ગરીબ અવતરવુ એ ગુનાહ સમાંન ગનાએછે. તવંગરો ગરીબોની મુફલેસીનો લાભ લેઇ તેમની ઇજ્જતનો નાશ કરેછે.

ગરીબોની મુફલેસીનો લાભ લેઇ તેમનો નાશ કરનાર તવંગરો વીશે બાઇ તમો ફરીઆદ કરોછ તે બેશક ખરી છે "જાસેલીને જવાબ દીધો" પણ સરવે આદમીના ખવાસો જેમ એક સરખા રેહેતા નથી તેમ સરવે તવંગરો પણ તેવા હોતા નથી. શું તમેબી કોઇ બદખસલતી તવંગરના ભોગ થઇ પડીઆછ ?

શુકર ખુદાના કે તેમ થયુ નથી "પેલી ઓરત તુરત બોલી હતી" મારી ઇજ્જત બીલકુલ સલામત છે સાહેબ.

તીઆરે તમારી વાતને આગલ ચલાવોતો ઠીક "જસેલીને કેહેયુ"

કેરીનથીઆની ચાર છોકરીઓમાની હુ સરવેથી નાહાની છોકરી છઉ. "પેલી સુંદર બોલી" મારૂ નામ ફ્રીબી છે.

જસેલીન કેરીનથીઆનુ નાંમ સાંભલતાજ ચમકીઓ પણ તુરતજ પોતાના જુસ્સાને ડાબી નાખી બોલીઓ "કેરીનથીઆ !! એ નાંમ મે સાંભલેલુ હોંએ એવુ મને ધીઆંન છે. પણ તેનુ શું ?

આ બોહોલી વસતીમાં જાણીતા થએલા અમીર સીસીલનુ નાંમ પણ તમે સાંભલીયુ હશે સાહેબ "ફ્રીબી બોલી"

હા. તેનું નાંમ મે ઘણી વાર સાંભલેલું છે "જસેલીને જવાબ દીધો"

તીઆરે સાહેબ મારી હકીકત તમારો ઘણો વખત રોકસે નહી. "ફ્રીબીએ કેહેયુ" તમે જાણતા હશો કે અમીર સીસીલને પોતાની પરણેતર જીંદગી ઝેહેર કરતાં કડવી લાગે છે. જે નવજુવાન ખુબસુરત ઓરતને જનમ સુધી ચાહાવાનો કોલ આપી લગનના પવીતર ગાંઠથી તે જોડાયો હતો,—જેની સુંદર સીકલ એક વખત તેના મનને રાહાત આપતી હતી અને જેનો પ્યાર તેને મંનથી બાગે બેહેસ્તનુ સુખ હતુ તે સરવે રેતી ઉપર કોટરાએલા લેખ માફક હવે ભુસાઇ ગયુછે. તે કોલ-તે વચન-તે પવીતર ગાંઠ હવે તે રોડવા નીકલીઓ છે; તે મનહરણ માશુકની સુંદર સીકલ હવે તેને મંન તરાસદાયક થઇ પડીછે. તેનો મીઠો પ્યાર તેને જેહેર સમાન કડવો લાગેછે. પોંતાની પરણેતરથી તે "છુટા છેડા" કરવા માગેછે અને તેમ કરવા પોતાની પરણેતર ઉપર ખોટુ આળ મુકી કાયદાની દરબારમા તે પુરવાર કરી તેનાથી છુટો થવા માગેછે.

શુ પેલી ભલી-ભોલી-નીરદોશ અને પાકદાંમન ઓરત ઉપર એ બદગુમાન ખોટું બોતાન મુકવા માગેછે. નામરદ-હીચકારો-મુજી. "જસેલીન ગુસ્સાથી લાલ થઇ બોલીઓ" પણ નહી તેમ કદીબી હુ બનવા દેનાર નથી.

મારૂ સાંભલો મેહેરબાન "ફ્રીબી બોલી" અમીર સીસીલે પોતાની પરનેતરને હવા ફેરફાર કરવાને બાહાને "જીનીવા" મોકલીછે અને તીઆ તે નીરદોશ ઓરતને ફસાવવા એક "ચોકઠું" ઘડીયુંછે. બાનુ સીસીલને એ વાતની કાંઇબી ખબર પડે તેવુ કીધુ નથી. મારી માદર સાથ અમીર સીસીલે એવી ગોઠવણ કરી કે હમો ચાર બેહેનોએ જીનીવા એકદંમ ઉપડી જઇ બાનુ સીસીલના રસાલામા નોકરી મેલવવી અને તીઆર પછી સીધી ઇયા આડકટરી રીતે જગતમા તેની નાલેસી અને નીંદા થાએ એવી વાતોને હમોએ જનમ આપવો અને કાંમ પડે તો કાએદાની દરબારમા ખોટી સાખસી આપવી.

ઓ ખુદા "જસેલીનનુ લોહી ઉકલવા લાગુ" આએ તે નીરદોશને કેવી સજા. શું કુદરત ભલાં અને સાંચાની વીરૂધજ કામ કરશે અને નીરદોશ અને નીરઅપરાધીનો નાહેક નાશ કરશે. ઓ ખુદા કાહાં છે તારો ઇનસાફ. અરે એક અચાગ છોડી

દૌજખનુ માપ લેવાઇ શકાએ, પણ આ પાપીના નીચ કરતુકના છેડાનો કાંઇ સુમાર રેહેતા નથી.

આ વાતમાં સાંમેલ થવા મારી બેહેના તઇઆર થઇ "ફ્રીબી બોલી" પણ મે સાફ ના પાડી. એક નીરદોશને સતાવવા-નીરદોશની બોટી નીંદા કરવા અને નીચ જુઠી નાલેસીને જાહેરમા ફેલાવવા મે હીમતથી ના પાડી. મારી માદરે મને ઘણી સમજાવી પણ મારૂં અંતકરણ મને દંખવા લાગ્યું. સેવટે મને ધમકી આપી મારી ઉપર જબરી કરવાનો તેનીએ ઠેડાવ કીધો. અફસોસ સાહેબ. હુ વધારે શુ કેહું.

બાનુ સીસીલ જેવી નેક-ભલી-નીરદોશ અને પાકદામન ઓરત તરફ ગોઠવેલાં "ચોકઠાં"મા નહી સાંમેલ થવાના મારા પક્કા વીચારને લીધેજ હુ મારી મા બેહેન અને ઘર બાર છોડી નીકલી પડી. મારા નીકલવા આગમજ મે એક કાગજ લખી તેમને જણાવીયુ છે કે હુ જોકે તેમના કામમા સામેલ થઇ નથી, હુ જોકે તેમને તજી ગઇ છેઉ પણ તેઓનો ભરમ હુ કદીપણ બોલી તેમને ફસાવનાર નથી.

ઘર છોડી ભટકતાં મારી સારી રાત ગઇ. પણ કોઇબી જગા રાતના ઉતારાને લાએક મને સલામત લાગી નહી. ભટકતા ભટકતાં મારા પગમાં છાલા પડીઆ અને થાકથી બદન સુસ્ત થઇ ગયું. તોપણ મોટી ફીકર મને એ હતી કે સહવાર પડતાં જો મારી માદરની પીછાનવાલો મને કોઇ મલસે તો જરૂર જબરોથી તે મને પાછો લેઇ જવા વગર રેહેસે નહી. એ રીતે સાહેબ રાત મારી આ અજાણી જગામા ભટકવામા ગઇ છે અને સહવાર પડતાંજ મને તમારાં નેક દીદારના સુભ દરશાન થયાં છે.

પણ એવી રીતે સીસીલની નીચ દરખાસતને કબુલ કરવાની તારી માદરને શું જરૂર હતી? "જાસેલીને પુછીયુ"

મુફલેસી!! ગરીબી!! "ફ્રીબી બોલી" ઉડાઉ અને છુટે હાદના ખરચોનો નીભાવ કરવા. ઉમદા પોશાકોની ખરીદી કરવા. હાલતે ગરીબ હોવા છતાં તવંગરોની સંફુમા બેસી તવંગર ખપવા. ડાલઘાલુ સુધારો દેખાડવા. જાસેલીન, તમે એ કારણો જાણી અજબ થતા હસો. પણ સાહેબ એ કારણો ઘણા સાધારણ છે. ઉડાઉ ખરચ કરવાની આદતો એક વખત પડી અને તેનો નીભાવ કરવાની જયારે શકતી રેહેતી નથી તીઆરે ઇજત અને હોરમતનો ખાનગી રીતે ભોગ આપી જાહેરમાં તમાચો મારી મોહોડુ લાલ કરી ફરવાની દુઃખભરી ફરજ પડે છે.

ફ્રીબી. "જાસેલીને ધીમે અવાજે કેહેયુ" બેહેન ફ્રીબી. તારી હકીકત સાંભલીઆ પછી તારા માટે મને મોટુ માંન છે. આજથી તુ મારી બેહેન છે? મને તારો ભાઇ સમજ. સાંભલ બેહેન, હુ એક સદગુણી વફાદાર નાર સાથ પરણવા કબુલ થાઇ ચુકોછ. તેનુ મકાન હીયાથી થોડા કલાકના રસતા ઉપરછે. તેના મકાનમાં જયા સુધી હુ પરણુ તીઆં સુધી તુને હુ સુખ ચેનમા રાખવાની કબુલાત આપુછુ. મારા લગન બાદ બેહેન ફ્રીબી મારૂ મકાન તારૂ હમેશનુ ઘર થશે. તારા સુખમા હુ મારૂ સુખ અને તારા દુઃખમાં હુ મારૂ દુઃખ સમજસ. તુ બેફીકર રેહે અને મારી ઉપર ભરોસો રાખ. અતરે મારૂ કામ પુરૂ થયુ છે એટલે હવે વધારે વાર હીયા રેહેવાની આપણને કાંઇ જરૂર નથી.

બાઇ જ્યસેલીન "ફીબી બોલી" મોટી ખુશીથી હુ તારૂ કહેવું મારે માથે ચહડાવછુ. તારી મેહરબાનીને હુ મારી બેહેન કરતા વધારે ચાહાવસ. હવે મને કોઇને આધાર આ જગમા રેહો નથી તેથી મારો તારનાર તેમજ મારનાર તુ સીવાય બીજો કોઈ આ જગમા હોએ એમ હુ માનતી નથી.

---

# પ્રકરણ એકવીસમું.

## એક નોટની બે નોટ કેમ થાએછે.




કવાર લાંબે વખતે મારગન અને તેનો દલાલ ફરગાટી કોપરબ્રાસ હોટેલમા વાંચનારનુ ધીઆન ખેચેછે.

કોપરબ્રાસ હોટેલ બરાબર સુલતાના કાદેજની સાંમે આવેલુ હતું. કેસીનદરાની તમામ હીલચાલની બારીક નોધ લેવા અમીર ઉસમને મારગનને ૫૦૦ ગીની આપવા કેહી રોકેલો વાચનારને ઇઆદ હશે. તે દીવસથી તે આજ સુધી મારગન અને ફરગાટી કોપરબરાસ હોટેલની બારીએથી કેસીનદરાની દરેક હીલચાલની નોંધ લેતા હતા.

કેસીનદરાની પ્રીતમાં ફસેલો અમીર ઉસમાંન આજે મારગન સાથ કોપરબરાસ હોટેલમાં બેસી પોતાનો હીસાબ માંગેછે.

દોસત ઉસમાંન " મારગન બોલીઓ " હુ તારાજ કાંમમા રોકાયો છઉં. વારૂ એબી ઠીક થયુ કે તું પોતે મારી ખબર લેવા આયો.

અંહં ! ! " ઉસમાંન બોલીઓ " હુ એમ સમજતો હતો કે તુ તારી " હીનદુસતાની હીકમત " ચલાવવામાં રોકાયો હશે.

અરે દોસત તુ હીનદુસતાનનુ નાંમ ના બોલ. "મારગાંન બલાપો કરવા લાગો " હુ કસાંમ ખાઇ કેહુછ કે ઇગ્રેંજોને જો ખરૂ માંન--ખરી ઇજત—ખરી મોજ અને ખરૂ સુખ એ સરવે મેલવવાં હોએ તો હીનદુસતાન જઇ રેહેવું. મારા હીનદુસતાનના વસવાત વચે મે એવો એક ઇગ્રેંજ નથી જોયો કે જે પોતાના દીવસ સુખમા કાહાડતો નહી હોએ. ધન છે સમજુ ઇગ્રેંજ કોમને. તેઓ જયાંબી જાએછે તીઆ એક સંપ થી રેહેછે. એ સંપ તેમના સુખનુ મુખ્ય કારણ છે. એ સંપ તેમની જાહોઝલાલી અને સાહેબીનુ મુલ કારણ છે. દરેક હીનદુસતાંનમાં વસતો ઇગ્રેંજ પોતાના બાઇબંધને સારી હાલતમાં સુખી જોવાને હમેશ ઇનતેજાર હોએછે.

શુ ઇનડીઆનુ લોક હજી અપટ અને અજાણ છે ? " ઉસમને સવાલ કીધો "

જો ઇંગ્રેંજ એમ સમજતા હોએ તો તેઓની મોટી ભુલ છે. " મારગને જવાબ કીધો " દીન જતે સુધારાના ફેલાવા સાથ કેલવણીના પરીણામ જોવાં હોએ તો ઇનડીઆના લોક આપરી ખાતરી કરી આપેછ કે તેઓ કેવાં હતાં અને હાલ કેવાંછે. કેલવણીમાં તેઓ દીન જતે એટલા તો આગલ વધી ગયાછે કે હવે તેઓ ઇંગ્રેંજની

ખુબી અને ખાંમી પીછાનવા લાગાછે. જુદી જુદી બેસુમાર જાતની પચરંગી વસતી-ના લોકોમા વસતી સરવેથી બાહોશ, સરવેથી વફાદાર, સરવેથી અકલવંત અને સુધા-રાના ફેલાવા સાથ કેલવણીમા આગલ વધેલી તે પ્રખીઆત પારસી કોમછે જે આજ સુધરેલી દુનીઆનુ ધીઆન ખેચી રહીછે. સુધારામાં તેમજ કેલવણીમા ઇંગ્રેજોની બરાબરી કરનાર એ કોમ આજ પોતાને સાબેત કરી ચુકીછે.

જરા સબર કરો સાહેબ "આ વાત ચાલતી હતી તેટલાં ફરગાટી જે બારી આગલ બેસી કેસીનદરાની હીલચાલની નોંધ લેતો હતો તે બોલીઓ" હુ એક વાતની નોંધ કરૂ પછી તમારી વાત આગલ ચલાવજો.

જેબી નોંધ કરવી હોએ તે બરોબર ટપકાવી લેજે "મારગને કેહેયુ"

કેસીનદરા છીકી "ફરગાતી લખતાં બોલીઓ" બાનુ બેરજીઆને તીઆં કરેલા ઉજાગરાના સબબથી સરદી થઇ હોએ એમ લાગેછે.

બેરજીઆને તીઆંના બનાવની શુ નોંધ છે વારૂ? "ઉસમને ફરગાતીને બોલતો સાંભલી પુછીયુ" શું કેસીનદરા બાનુ બેરજીઆને તીઆની જયાફતમાં ગઇ હતી?

હા ગઇ હતી "મારગને જવાબ દીધો" નહી ફરગાતી?

શું સાહેબ?" ફરગાતી જે બારીની બાહાર નજર કરતો હતો તેને પુછીયુ"

બેરજીયાને તીઆ કેસીનદરા ગઇ હતીની? "મારગને પુછીયુ" તે દીવસની નોધ વાંચી સંભલાવ.

તે કીઓ દીવસ હતો સાહેબ? "ફરગાટી બોલીઓ"

બુધવાર "મારગને કેહેયુ"

બરાબર "ફરગાટી નોંધમા જોઇ ખાતરી કરી બોલીઓ" બુધવાર. નવ કલાકે કેસીનદરા બારી આગલ આવી ઉભી. એક ઉંચા કદનો જવાન સવા નવ વાગે સુલ-તાના કાતેજમાથી બહાર નીકલીઓ. સુરત ઓલખાઇ નહી. ખુદા માલુમ કોણ હતો.

દસ વાગે નાસતાનો ઘંટ વાગો. કેસીનદરા નાસતા ઉપર ગઇ. શુ ખાધું તે ખુદા જાણે.

અગીઆર વાગે "પીઆનાફોર્ત" વગાડવા બેઠી. શુ વગાડીયુ તે તો ખુદા જાણે.

એ બધી નોંધ પડતી મુકી બેરજીઆને તીઆ શુ બનીયુ તે નોધ વાંચ. "ઉસમને સમજાવી કેહેયુ" મારે તે બાબદ જાણવીછે.

વાંચનાર જાણેછે કે બાનું બેરજીઆએ બુધવારની રાતના પોતાના મકાંનમાં જયાફત આપી હતી અને તીઆં કેસીનદરા તથા કારકરૂન વચે તે રાતના બાગ મધે ફુલોની ઘટા અંદર કેવી ખટપટ થઇ હતી—તેઓ વચે કેવી તકરાર ચાલી હતી-કારકરૂને કેસીનદરાને શું ધમકી આપી હતી-કેસીનદરાએ તેને કેવા ટાણા મારીઆ હતા અને કારકરૂનને તે જગા ઉપરથી કેવી રીતે કેસીનદરાએ ચાલી જવા કેહેયુ હતું એ તમામ નોંધ ફરગાતીએ વાંચી સંભલાવી.

આ નોંધ સરવેમાં વધારે કીમતી છે. "ઉસમન બોલીઓ" વારૂ આગલ વાંચ જોઉ.

હા "ફરગાતી ફરી વાંચવા લાગો" કારકરૂન કેસીનદરાને મુકી ચાલી ગયો-મારગને ફુલની વાડ કુડાવી કેસીનદરા પાસ જઇ પોતાનુ તથા ફરગાતીનુ નામ ઠાંમ તેનીને સવાધીન કીધુ.

ઠીક થયુ. શાબાસ "ઊસમને શાબાસી આપી" દોસત મારગન એવીજ ખંતથી કાંમ ચાલુ રાખજે.

પણ દોસત તુ એ આપેલી પચાસ ગીની તો ખલાસ થઇ. "મારગન બોલીઓ" હુ તારૂ કાંમ લેઇ બેઠો એટલે મારો "હીનદુસતાની વેપાર" બંધ કરવાની મને ફરજ પડી.

વારૂ દોસત કાંઇ ફીકર નહી "ઉસમને ધીરજ આપી" હુ તેનો બદલો તુને વાલી આપસ. પણ તારા હીનદુસતાનના વેપારનો કાંઇ ખીઆલતો મને આપ.

મોટી ખુશીથી "મારગને જવાબ દીધો" સાંભલ દોસત. હીનદુસતાનમા એક વખત ઠગ લોક પોતાનો દોર એવો તો ચલાવતા હતા કે ફકત "ઠગ" એ નાંમ સાંભલતાજ શું મોટાં કે નાહાંના ગરીબ કે તવંગર ઝાડના પાતરાં મીસાલ ઠર ઠર કાંપતાં હતાં. તેઓના પરાકરમ તેઓની હીમત તેઓની હીકમત ખરેખર અસાધારણ હતાં. ખુન કરવુ એ તેઓને મંનથી બચાંની રમત કરતાં વધારે સેહેલું હતું. દેહેશત કે ડર તેઓ બીલકુલ જાણતા નહી હતા. તેઓ પચીસ પચાસની ટોલી બની ફરતા અને વેશ ધારન કરવાની કલામા સંપુરણ કલાબાજ હતા. ખુન કરવાની તેઓની રીત જેટલી ઘાટકી તેટલીજ અજબ જેવી હતી. તે શુ ? તેઓ આદમીને ફાંસો દેઇ મારતા હતા. ખુન કીધા પછી મરનારની લાસને તેઓ ઉંડો ખાડો ખોદી તેમા દફન કરી દેતા. એ તરાસદાએક લોકને નાબુદ કરી ઇગ્રેજ સરકારે હીંનદુસતાનને બચાવીયુ.

ઠગ લોકનાબુદ થયા ખરા પણ તેઓ પોતાનો હુંનર તેઓના જેવી ખસલતના આદમીઓ માટે મુકી ગયાછે. એ આદમીની મંડલા હાલ **"સોનેરી ટોલી"** ને નામે ઓલખાએછે. તેઓ જોકે ઠગ લોકની માફક કોઇના જીવનો નાશ કરતા નથી એટલે સરકારના કાએદાથી તેઓને ઘનુ ડરવુ પડતુ નથી. તેઓનુ મુખ્ય કાંમ ઠગીને નાંનાં કહાડાવવાનુ છે કે જે વાંક માટે મોટામાં મોટી સજા બેથી તન વરસની થાએછે.

## "એક નોટની બે નોટ કરવાની રીત!!"

તેઓના કેટલાક "ફંદો"મા સરવેથી પેહેલો અને સાધારણ "ફંદ" "એક નોટની બે નોટ" કરવાનો છે. એ કાંમ માટે તેઓ ઘનું કરી કોઇ પેહેડીના કારભારી કે ઉઘરાણી કરનારને પસંદ કરેછે.

આ ડબલ નોટ બનાવનારાઓ હમેશા નીચલો સામાન પોતાના "કારખાનામા" રાખે છે.

થોડી ૧૦૦-૫૦૦-અને ૧૦૦૦ ની ખોટી નોટો!!

ફોતોગરાફ છાપી કહાડવાની થોડી ફ્રેમો!!

ફાસફરસના બારીક ટુકડા!!

પોતાસીયમ સાએનાઇડનુ પાણી!!

નાઇત્રેત આૅફ સીલવરનુ પાણી!!

લોભની જાલમા ફપટાએલા કોઇ શખસને ફસાવી ડબલ નોટનો બનાવનાર તેને પોતાના "કારખાના"મા લેઇ જાએછે. તીઆં તેની પાસ ખરી નોટ કહડાવી પોતાની હાથ ચાલાકીના જોરે જોતાં જોતાંમાં ખોટી નોટ સાથ તે બદલી નાખેછે. હવે એ ખોટી નોટ ઉપરથી તેના જેવીજ બીજી નોટ આબેહુબ છાપી કહાડવા માટે પેલી કાચની ફ્રેમ વચે તે નોટ સાથ એક સફેદ સાદું કાગજ મુકેછે. અને બંને કાગજની વચે થોડા ફાસફરસના ટુકડા બેમાલુમ ગોઠવેછે. આવી રીતે તઇઆરી કરી પેલા લોભીઆને તે કાચવાલી ફ્રેમ આગની ગરમી ઉપર સેકવા કહેછે. આગની ગરમીથી ફાસફરસ સલગી ઉઠેછે અને પેલી (ખોટી બદલીને મુકેલી) નોટ પેલા ધણીની નજર આગલ જોતાં જોતાંમા બલી જાએછે*

કેટલાક ડબલ નોટ બનાવનાર નાઇત્રેત આૅફ સીલવરના પાણીમાં ખરી નોટને બીજવી બગાડી નાખેછે અને પાછલથી સાએનાઇદના પાણીથી સફા કરી તેને દરૂસત કરેછે.

બાજે વખત એવી રીતે ઠગાએલા આવા બનાવને અકસમાત સમજી બીજી રકમ લેઇ આવેછે. આ ટાંકણે સોનેરી ટોલીવાલો એક નવી હીકમત લડાવેછે. પુલીસના આદમીની નજર ચુકવવા આ વખત તે લોભીઆના દીલમાં ધાસતીની ચીંગારી સલગાવેછે. અંતે ડબલ નોટ બનાવવાનુ કાંમ સરૂ થાએછે. કાચ વચે નોટ ગોઠવેછે તેટલાં એકાએક પુલીસના આદમીઓ આવી છાપો મારે છે. દોડાદોડ અને નાહાસાનાહાસ થાયછે. પુલીસ એકદંમ સરવેને જતા મુકી કીમીઆગરને પકડેછે અને એ તકનો લાભ લેઇ પેલો લોભીઓ જીવ લેઇ જયાં નહા-સવાનો રસતો મલેછે તીઆં નાહાસેછે. અલબતાં મારે જણાવવુ જોઇએ કે આ પુલીસનાં સીપાઇઓ કોઇ નહી પણ સોનેરી ટોલીના આદમીઓજ હોએછે ને કીમી-આગરને પકડી પેલા લોભીઆને જેમ બને તેમ નાહાસી જવાની તક આપેછે. †

ખરેખર એ એક તારીફ લાએક હીકમત છે "ઉસમંન બોલીઓ" પણ અજબ જેવુ છે કે એવા બનાવો સાધારણ હોવા છતાં હમેશાં લોક ઠગાતાં રહેછે "મારગને કહેવુ." ખરેખર જો લોભીઆઓ ગામમા ન હોએ તો ધુતારા ભુખે મરે;

દોસત મારગન હું હવે તારી રજા લેઉછ "ઉસમન બોલીઓ" સો તારા ખરચ સારૂ

---

* આ અને એવાજ બીજા ફંદોની હકીકત કરતાએ સોનેરી ટોલીના એક "રીટાયર્ડ" મેમબરથી જાણીછે.

† એક સખસ જે આ ફંદનો ભોગ થઇ પડીઓ હતો તેને કરતા પાસ કહેલી હકીકતનો ઉપર ટપકેનો સાર.

આએ પચાસ ગીની છે. હુ ફરીથી તારી પાસ આવસ તીઆં સુધી એ તુને ચાલશે. સાહેબજી મારગન. ધીઆન રાખને.

સાહેબજી "મારગને જવાબ દીધો" જેવુ દાંમ તેવુ કાંમ. દોસત તુ બેફીકર રહેને તારા કાંમની ધાસતી તારા કરતાં મને વધારે છે.

ઉસમન કોપરપ્રાસ હોતલ છોડી ગયો અને તેજ વખતે ફરગાતીએ નીચલી નોંધ પોતાની ચોપડીમાં કરવા માંડી.

"બે ઘોડાની ગાડી-દેખાવમા સાદી--એક ઘોડો લાલ અને એક સફેદ--ગાડી માથી શહાજાદો બાહાર નીકલી સુલતાના કાટેજમા દાખલ થયો."

---

## પ્રકરણ બાવીસમું.

### ભેસપતવાર.



શેહેરમાં શોર થઇ રેહેછે કે કેસીનદરા નામની એક સુંદર નવજવાન બાનુ સુલતાના કાટેજમાં આવી રેહીછે. "શહાજાદો જેવો દીવાનખાનામા દાખલ થયો તેવોજ બોલીઓ" હુ ધારૂછ કે તે તુજ મનમોહન બાનુ છે.

લોકો કહેછે કે ગરીબીમા અવતરવુ એ એક ગુનાહગારી છે. પણ તેથી વધારે મે એ જાણીયું કે ખુબસુરત અવતરવુ એ તેથીબી વધારે બુરૂં છે. "કેસીનદરાએ શહાજાદાને પોતાની જવાબ દીધો" મુબારક આપના કદંમ આ મીસકીનના મકાનમાં. ફરમાવો સાહેબ શુ હુકમ છે?

કેસીનદરા અદબથી શહાજાદા આગલ ઉભી અને શહાજાદો એક સુંદર બેઠક ઉપર ફરાગતથી બેસી બોલીઓ. "કેસીનદરા હુ કાંઇબી ફરમાવવા કે હુકમ કરવા હીઆં આયો નથી. બાનું તું કેહેછ કે ખુબસુરત અવતરવું તે સરવેથી બુરૂં છે. હું કેહુછ કે ખુબસુરત આદમીના જેવું ભાયગશાલી બીજુ કોઇ નથી. ખુબસુરતીને નહી કોણ વખાણે? ખુબસુરતીને નહી કોણ માંને? ખુબસુરતીને નહી કોણ ચાહે? ખુબસુરતીના સરવે ગુલામ છે. ગરીબ અને તવંગર, રંક અને રાય, સરવે ઉપર ખુબસુરતીનો અમલ અચલ છે. મારા જેવો પણ તેને સરણે જાએછે. કેસીનદરા તારી તારીફ સાંભલી તારી મુલાકાત લેવા, તારી પીછાન કરવા તારી મીત્રાચારી હાંસલ કરવા મને સુલતાના કાટેજમા આવવુ પડીયુછે.

આપે તમ કરી નાચીજને મોટું માંન આપીયુ છે "કેસીનદરા નમીને બોલી" એટલા વખાણને હુ લાએક નથી.

મારા ખાલેસ વખાણને તું જો અપમાંન સમજતી હોએ તો તેમા તારી ભુલછે. "શહાજાદો બોલીઓ" કોઇનીબી ખોટી સીફત કરી હુ તેને રાજી રાખનાર નથી. જેઓ મને ઓલખછે તેઓ જાણેછ કે હુ ખુશાંમતખોરોનો હડહડતો દુસમંન

છેઉ. મને જે ખરૂ લાગે તેજ કેહ્યુ.

આપ જેબી બોલો તે સાંભલવા હુ બંધાએલીછુ. "કેસીનદરા બોલી" મારે તે સાંભલવુજ જોઇએ.

તારી જો મરજી કાંઇબી સાંભલવાની નહી હોએ તો હુ તુને કોઇબી રીતની ફરજ પાડનાર નથી. "શાહાજાદો વીવેકથી બોલીઓ" સરવે કોઇને પોતાની મરજી જાલવવાનો હકછે.

આપ સરવે રીતભાત અને વીવેકથી ખબરદાર છેઓ. "કેસીનદરાએ જવાબ દીધો" વલી આપની સમજશકતી અને મુખ્ય કરી અબલાજાતનો દાજ કેટલી બધી આપ હૈડે ધરોછ તે સરવે વીશે મને મોટુ માનછે.

કેસીનદરા મારી ખાતરી થઇછે કે તારા જેવી મજબુત વીચારવાલી—તારા જેવી હીમતવાલી અને તારા જેવી એકીનદાર ઓરતો ઘનીજ થોડી હશે "શાહાજાદાએ વાત આગલ ચલાવી" એક સુંદર નાર જેને પોતાની ઇજત જાલવવા જરની દરકાર કીધી નહી—જેને પોતાની દાંમનના બચાવમાં જીંદગીની પરવા કીધી નહી—જેના વીચારો દુનીઆના સુખની લાલચે ફીતુરીઓ ફેરવી શકીઆ નહી તેવી એક ઓરતની મીનાચારીથી ખરેખર હુ મગરૂર થવસ.

આપ જે બોલોછો તે સરવે વીટંબના મારી ઉપર વીતી ચુકાંછે "કેસીનદરાએ જવાબ દીધો" સ્ત્રીજાતનો પેહેલો ધરમ પોતાની ઇજત અને દામન બચાવવાનો છે. આપે મારી મુલાકાત લેઇ મને સરફરાજ કરીછે.

તારા જેવી બાહાદુર અને ઇજતદાર ઓરતોને તેમની નેકી અને ઇજતદારીનો બદલો મલવો જોઇએ. "શાહાજાદો બોલીઓ" આ મકાન કોઇબી રીતે મુકલેસ નથી. તારી હાલની હાલત, તારી હાલની જાહોઝલાલી કોઇબી રીતે કમતી નથી. પણ એથીબી વધારે માંન અને ઇજત, દોર અને દમામને તુ લાએક છે. કેસીનદરા મારો વીચાર તુને દરબારની બાનુઓના રીસાલામા દાખલ કરવાનો થયોછે.

આપ જે માંનની નવાજેશ કમતરીન ઉપર કરવા ધારોછ તે ઉપકારનો બદલો કમતરીન કેમ વાલી શકસે. "કેસીનદરા બોલી" પણ સાહેબ એટલાં બધાં માંનને હુ હજી લાએક નથી.

તારા જેવી જો એવાં માનને લાએક નહી હોય તો બીજી બેહેતર કાહાંછે. "શાહાજાદાએ હુજત કીધી." તુ જો ના પાડશે તો તમા મને અપમાન છે. તેમબી કરવાને તું મુખતીઆર છે કેસીનદરા.

મોટી ખુશીથી અને મોટાં માન સાથ આપની માંગની મારે સર ચહડાવતે. "કેસીનદરા વીચાર કરી બોલી" પણ સાહેબ મારી હાલની હાલત ઉપર વીચાર કરતાં અને તે ધીઆનમા લેતાં મારાં બેશીઓ આ બેમુલું માંન હાલ તુરત જરૂર નાપાડશે. મારો પોતાનો વીચાર પણ તેવોજ છે. એ વાત ઘની વીચાર કરવા જોગછે. એમ થવાથી શેહેરમાં નીંદાખોર લોક મારા વીશે તરેહવાર નીંદા ફેલાવવા પછાત પડે નહી. નાલેસીનો શુમાર રેહે નહી અને મારી ઇજતને માટે સેહેકડો સંકટો વેઠી, હજારો

આસાના ભોગ આપી સેવટે નીંદાખોરની નીચ નાલેસીનો ભોગ થઈ પડું.

કેસીનદરા તારૂ કેહેવુ બેશક અકલથી પુરછે "શાહાજાદાએ કેહેયું" હુ સમજીઓ. તું તારાં લગણને માટે ખોટી છે. તારો એ વીચાર બેશક વાજબી છે. નીચ નીંદાખોરોથી ખુદા બચાવે. મારા જેવાની નીંદા કરતાં જેઓ અચકાતાં નથી તેઓ તારી નીંદા કરે તેમાં હુ નવાઇ જેવું કાંઇ વીચારતો નથી. લોકો કહેછે કે હુ દરેક વ્યસનમા ડુબેલો છેઉ. પણ જેઓ મારી સંગતમાં કરેછે તેઓજ મારા ખવાસ જાણેછે. સરવે કોઇને મારી દોસતી નસીબ નથી. તીઆરે તેઓ મારી ખુબી અને ખાંમી શું જાણે.

બેશક આપનું કેહેવું ખરૂ છે "કેસીનદરા બોલી" એક બેદાદ રાજ વચે વસતી રઇયતને ખુદા એક જુલમગાર રાજ કરતાથી બચાવે, અને નીંદાખોરોની વચે વસતાં નીરદોશ લોકને ખુદા તેમની નીંદાના ઝહેરથી બચાવે.

તીઆરે હજી કોઇ સાથ તુએ પરણવાનું સાતું કીધું નથી. "શાહાજાદાએ વધારે છુટથી વાત ચલાવી" જો તેમજ હોએ તો મારાથી તુને જબરી થઇ શકે નહી. કેસીનદરા તુ શુ તારી જીંદગી એખલીજ ગુજારવા ધારેછ ?

નહી સાહેબ "કેસીનદરા નીચી નજર કરી બોલી." એ વાતનો સુકાદો ચાલુ અઠવાડીઆંમાં થઇ જશે. મારા લગન કદાચ આવતા અઠવાડીઆમા:—

શું એટલાં જલદી!! "શાહાજાદો વચે બોલી ઉઠીઓ" હુ સાંભલી ઘનોજ ખુશી છેઉ. કોણ ભાયગશાલી એવો શખસ છે કે જે તારો અને તારા જીવનો ધણી થશે. તીઆરે હુ ત્યાં સુધી થોભસ. તારા લગન પછી કેસીનદરા હુ તુને તેમજ તારા ધણીને દરબારમા દાખલ કરાવસ. તમો બંનેને માંન અને ખેતાબથી નવાજસ અને તારા જેવી સુંદર ચંચલ અને ઓરતના નામને જેબ આપનારની હાજરીથી રાજ મેહેલનું દીવાનખાનુ દીપતું કરસ.

શાહાજાદો કેસીનદરા સાથ એવી રીતની ગોઠવણ કરી છુટો પડીઓ અને કેસીનદરા પોતાના મનમા બોલી "ખચીત ખુદરતે હવે મને હેરાન કરવાનો ઠેરાવ કીધેલો હોએ એમ લાગેછે. જેમ સુંનાંને કસોટી ઉપર કસી તેની કીમતનુ મુલ કરેછે, તેમ ખુદરત મારી ઇજત અને દામનનુ મુલ કરવા મારા રસતા વચે આવી કીસમની કસોટી નાખી મને તે ઉપર કસેછે. હવે તો તે સાહેબ મારી લાજ રાખે.



# પ્રકરણ તેવીસમું.

## પસતાવો હમેશ પાછલથીજ થાયછે.



લતાના કાટેજમાથી નીકલી શાહાજાદાએ પોતાની ગાડી સીસીલ કેસલ તરફ ફેરવવાનો હુકમ કીધો.

કેસીનદરાની ખુબસુરતી જોઇ શાહાજાદો છક થઇ ગયો. પોતાના કુછંડી અને લંપટી મીતરો જેવા ખવાસનો તે નહી હોવાથી તેમના જેવી ફેજે તે પુગો નહી. પોતાના મીતરોનું શુ સેવટ આયું, તેઓ કેવા ફેજે પુગા, કેસીનદરા તેઓ સાથ કેવી રીતે વરતી, સોમવારે ઉસમને શુ કીધું, સુલીવાને મગલવારે કઇ હીકમત લડાવી, બુધવારે કેસીનદરાની મુલાકાત કારકરૂને કેમ લીધી એ સરવે તેને ખાનગી રેકુઓ મારફતે ભેસપતવાર આગમજ જાણી લીધું. તે જાણીઆ પછી પોતાની આબરૂમા ધુલ ભરવા જેવા આ કાંમથી તેને હાઠ ઉઠાવવાનો વીચાર નક્કી કરી પોતાની ચાલતુ સુકાન તેને ફેરવી નાખીયું. તોપણ આવી એક સુંદર બદન ઇજતવાલી નારને દરબારમાં દાખલ કરી જે બેમુલું માન તેનોને આપવાની શાહાજાદાએ માંગની કીધી તેમા તેને કાંઇબી ખરાબ નીશાટા કે ધારના રાખી હતી નહી એ જાણવું જરૂરતુ છે.

સેહેજ વારમા ગાડી સીસીલ કેસતલના બાગમાં દાખલ થઇ અને શાહાજાદો મેહેલમાં ગયો.

સીસીલને દીવાનખાંનામાજ બેઠેલો જોઇ તે બોલીઓ "ઓહો દોસ્ત સીસીલ તુ ઘરમા છે કે? ઠીક થયું કે મલી ગયો."

કેમ મારા મેહેરબાંન દોસ્ત. "સીસીલે પુછીયું" વલી શું નવી ખબર છે.

તું જાણેછ તો ખરો દોસ્ત કે જયારેબી કાંઇ જાણવા જેવી ખબર હોએછે ત્યારેજ હું તુને વગર જાણાવવે તારે ત્યાં ચાલી આઉછ. "શાહાજાદાએ કેહેયું" તુને એક ખબર આપવા અને બીજી ખબર તારી પાસથી લેવા હુ આવેલો છેઉ.

ભલે ભલે. "સીસીલે જવાબ દીધો" જેબી કેહેવું હોએ તે કહે દોસ્ત હું સાંભલવા તઇઆર છેઉ. પણ જરા સબર. આજે તો ભેસપતવાર. આજે તો તારી વારી છે! કેમ કેસીનદરાની બાબદમા કેવી રીતે કામ ચલાવવાની ગોઠવણ કીધીછ.

મારી તે હકીકત તુને સંભલાઉછ. તું સબર કર "શાહાજાદાએ ઠંડે પેટે જવાબ આપીઓ" પણ પેહેલાં તું મને ખબર આપ કે પેલી તુરકી ઓરત તારખાંનાનો પતો તુએ મેલવીઓ કે નહી!

દોસ્ત "સીસીલે સમજ પાડી" તુ ખાતરીથી માનજે કે જેટલો તું તારખાનાનો પતો મેલવવા ઇનતેજાર છે તેથી વધારે હુ પેલા નેકાબદારને પીછાનવા અધીરો છેઉ. સાચું કેહુછ પેલો નેકાબદાર કોઇ જબરો સીફતબાજ નર છે. મને માલુમ

પડતું નથી કે મારી નોટબુક કેવી રીતે આ દીવાનખાનામા આવી. કોણ તેને લાવ્યું અને કયારે તેને મુકી ગયું. શું એમો કાંઇ ભેદ નથી ? જો કોઇ મહેલમા આવી મુકી ગયો હોએ તો તે પોતાનું ઠેડવેલું ઇનામ કાંએ નહી લેઇ ગયો. હુ ઘનોખી વીચાર કરૂછ પણ કાંઇબી સેવટ કે સાર કાહાડી શકતો નથી.

તારી નોટબુકને આગ લગાડ અને નેકાબદારને ગોલી માર. "શહાજાદો ચીરડાઇ બોલીઓ" અરે અફસોસ ! ! મારી કેવી ગફલતી થઇ ! ! ખરી વાત છે કે પસતાવો હમેશા પાછલથી થાયછે. પેલી તુરકી ઓરતે પોતાના નખરાંની મોહેનીથી મને ભમાવી બમભેરી નાખી પેલાં કાગજ ઉપર મારી પાસથી સહી કરાવી લીધી. ખુદા જાંણે તે કાગજમા શું લખીયું હશે. હાએ ! હાએ !! હુ ખુદ એટલો બધો તો પોતાને ભુલી ગયો હતો કે તે કાગજ વગર વાચવે મે સહી કરી તેને સવાધીન કીધું.

જરા ધીરજ ધર દોસ્ત. "સીસીલે દીલાસો દીધો" મે તે તુરકી ઓરતનો તથા ગંડાલાને નાંમે ઓલખાતાં તેના મકાનનો પતા મેલવવાના ખાસ ઉપાયો અતીઆર આગમજ લીધાછે. આપની છુપી પુલીસના જાણીતા અમલદાર "તબારી" ના હાથમાં એ વાત મે સાંપીછે અને તું સારી રીતે જાણેછ દોસ્ત કે તબારી કેવો આદમી છે. તારખાના અને નેકાબદાર જેવા સો આદમીઓ અગરજો પાતાલના પેટમા જઇ વસવાત કરે તોપણ તબારી તેમને સોધી કાહાડતાં કાંઇ વીલંબ લગાડસે નહી.

તબારી જેવા આદમીથી હુ કાંઇ આસા રાખું ખરી. "શાહાજાદો બોલીઓ" પણ શું તેને તમામ બાબદથી તેં જાણીતો કીધોછે ?

નહી. તે વીશે તું બેફીકર રેહે. "સીસીલે જવાબ દીધો" મે તેને ફકત તે લોકની હકીકતથી જાણીતો કરી મારા હાલથી તેને માહેર કીધોછે. હવે ચલાવ દોસ્ત. તારી શું વાત છે તે ચલાવ. હુ તે જાણવા ઘણોજ ઇનતેજાર છેઉ. આને બેસપતવાર તે તુને ઇઆદ છેની.

હા "શહાજાદો બોલીઓ" પણ આજે મારા જીવનુ ઠેકાણું નથી. આજે મારૂ મગજ શાંત નથી.

શું તેં હજી એકબી ઇલાજ નકકી કીધો નથી. "સીસીલે પુછીયું" શુ આવી રીતે તું બાજી હારી છુટવા ધારેછ.

સીસીલ હું બાજી હારૂં અને તેથી જો બીજાની ફતેહ થતી હોએ તો હુ મારી અરધી દોલત હારી જવા તઇઆર છેઉ. "શાહાજાદાએ હુજત કીધી." બોલ શું કહેછે.

પણ તું શું કરી આયો તે તો કહે. "સીસીલ ડોલા ફાડી બોલીઓ" તારા બોલવા પરથી તો તારી હાર થઇ હોંએ એમ લાગેછે. તું તેનીને મલી આયો શું ?

હા. મને તેનો મુલાકાત દેતા ઘણી મુશકેલી પડી નહી. "શાહાજાદો બોલીઓ."

પણ હું તેની મુલાકાત લેવા ગયો તે આગમનજ મે મારા વીચારોની વલન બીલકુલ બદલી નાખી હતી. મારા વીચાર-મારા ખ્યાલ-મારી મરજી એ સરવે મારી આંખમાજ તેણીએ જોઇ લીધાં અને તેવીજ રીતે તે મારી સાથ વરતી. સીસીલ કેસીનદરાનુ હરણ કરવુ એ સેહેલ નથી. જેનો અવાજ સાંભલી બહાદુરમાનીઓ પોતાની હીમત હારેછે—જેની ચસમનુ તેજ જોઇ બગધીઆની કાંપેછે—જેની તકરારના તીના શબ્દો બહાદુરસીઓનું સર વીંધેછે તેવી ઓરતની મોહોબતની આસા રાખવી ફોકટ છે. દોસ્ત સીસીલ મારી તુને ખાસ સલાહા છે કે આવી જાલીમ મોહોબતના મેદાનમાં તારૂ કાંઇ વલનાર નથી તેથી તારે દુર રહેવું. નહી તો નાહેક પરીમાની બેહોરમતી અને નામની બરબાદી જરૂર થવાની. કેસીનદરા બેશક ખુબસુરત છે. કોઇનેબી તે લલચાવી તેનુ દીલ હરી લીએ એમા શક નથી. પણ તેનો પ્યાર તે કોઇને આપી ચુકી છે એટલે વધારે આશા રાખવી ફોકત છે. પોતાની દામનના દુશમનો સાંમે તે હીમતથી લડી ફાવીછે. તેની આવી હીમત અને ઇજ્જતનો બદલો તેને મલવોજ જોઇએ. મારો વીચાર કેસીનદરાને દરબારમાં દાખલ કરવાનો છે.

ભલે દોસ્ત તું તેમ કર. "સીસીલે કાંઇ ચુકતી યાદ કરી જવાબ દીધો" મને તેની દરકાર નથી. તારે જોઇએ તો તુ દરબારમા લેઇ જા પણ સુકરવારે હું તો મારૂ નસીબ અજમાવવાનો.

જેમ તારી મરજી "શાહાજાદો જવા ઉઠીઓ" તમો સરવેનું સેવટ જાણવા હું અધીરો થઇ રેહો છેઉ. સનીવાર પછી પેહેલી તકે "મીતીંગ" બોલાવવાને ભુલતું નહી. તબારી તરફથી કાંઇબી ખબર મલે તો તુરતજ મને જણાવજે.

## પ્રકરણ ચોવીસમું.

### લાંબી મંજલે જતો મુસાફર.




કીજેહ પ્યારની વેહેતી ભરતીમા ઘસડાતી-માથાંથી તે પગ સુધી તેના મસતીખોર પાણીમા ડુબેલી-જાસેલીનની પવીત્ર પ્રીતમા દીવાની થએલી અને દમેદમ તેના મીઠાં નામની માલા જપતી પાકદામન નીલફર રોઝરી મધે પોતાની બીમાર કુઇ ફકસાનાની સારવારમાં ગુંટાઇછે જાસેલીનના જવા પછી તેની ઉપર જે જે આફત વરસી અને ને જે જબરી અને જાસતી ડાકટર સીલવેસટરે તેની ઉપર ગુજરી તે સરવે આ પાકદામન નારે હીમતથી સહન કીધીછે.

આજે નીલફર પોતાના વાહાલા જાસેલીનની રાહા જોતી રોઝરીમા બેઠીછે. તેનુ તન જોકે રોઝરીમા હતું પણ તેનો જીવ તેના દીલદાર જાસેલીનમા હતો. કલાકની

આઠ પલ અને પલની સાઠ વીપલમા આ બેકલ નારની એકબો વીપલ એવી નહી જતી કે જસેલીનનુ તેને સ્મરણ થયું નહી હોય. આહા પ્યાર !! તારી કેવી અજબ કરાંમત !!

આજે બેસપતવાર થયો. દીવસ પુરો થયો અને રાત પડી. આજેબી કાગજ નહી આયું. "તે મનમાં મુઝાઇ બોલી" મરજી! પણ તુ સુખી રેહેને. મારી સાચી અને પાક પ્રીતના માલેક તુ જયાંબી હોએ ત્યા ખુશી અને સુખી રહેને. આ રાત તું ખુશ નીંદમાં ગુજારજે. દુખ અને વીપતી તુથી દુર થજો.

પણ તેવાંમા દુરથી આવતી કોઇ ગાડીના અવાંજ નીલફરને કાંને પડીઓ અને થોડા વખતમાં તે ગાડી રોઝરીના દરવાજા આગલ આવી ઉભી. નીલફર તુરતજ પોતાની કુઇ આગલથી ઉઠી બારી તરફ જોવા દોડી અને તેજ વખતે જસેલીન દીવાનખાનામાં દાખલ થયો અને નીલફર તેને ભેટી પડી બોલી "મારા જનમ જનમના સાથી. હુ તારીજ રાહા જોતી હતી."

જેમ જેમ મારી ગાડી રોઝરીની નજદીક આવતી ગઇ "જસેલીન બોલીયો" તેમ તેમ મારી દરેક પલ લાંબી થતી ગઇ. સુંદર હુ એકલો નથી આયો. મારી સાથ એક જવાંન બાંનું છે જે ખરેખર તારી દયા અને મેહેરને લાએક છે.

ગમે તેવાબી સાચા પ્યારવાલાં દીલમાં કે ઉદાર મનવાલાં જીગરમાં અદેખા-ઇનો સેહેજબી અંસ હમેશા રહેછે. પણ નીલફર બીલકુલ નીરદોશ હતી. એક સુંદર ઓરતને પોતાના ભવીશના ખાવીંદ સાથ જોઇ સેહેજબી અદેખાઇ નીલફરને લાગી નહી. નીલફરે તેણીને તેજ વખત ઘટતો આવકાર દીધો અને તુરતજ પોતાના નાહાંના પણ રોણકદાર મકાંનમાં ફ્રીબીને સરવે જાતની સગવડો કરી આપવાનો તેણીએ હુકમ કીધો.

અને હવે જસેલીન તથા નીલફર રોઝરીના બગીચામાં ફુલપાનના ઝરૂખા વચે પોતાના ઇનતેજાર દીલનો ખુલાસો કરવા રાતની ઠંડી લહેકીની લહેરમાં લહેરાતાં જઇ બેઠાં.

જસેલીનની મુસાફરીનુ બયાન સાંભલીઆ પછી નીલફરે પોતા ઉપર ડાકટર સીલવેસટરે ગુજરેલા સીતમ જબરી અને જસતીની તમામ હકીકત કેહી સંભ-લાવી અને પોતાનો છુટકો કરનાર પેલી "કાલા પોશાકવાલી" ઓરતે લખેલો કાગજ તેને સવાધીન કીધો અને આજુજી સાથે એ ગઇ ગુજરી ભુલી જવાની અરજ કીધી.

સીમબરે મોકલાવેલી ભેટ જસેલીને નીલફરને સવાધીન કરી, આવી એક બેહેન માટે જસેલીને તેનીને મુબારકબાદી આપી. તે ભેટ (પડીકું) ઉઘાડી જોતાં તેમાથી બે બેમુલ હીરા નીકલીઆ. નીલફરે તે ખુશીથી કબુલ રાખીઆ. વાત હવે ફ્રીબીની હાલત ઉપર આવી.

કેરીનથીઆની ચારે છોકરીઓના નામને કાંઇ પણ માંઠું નહી લાગે એવી રીતે નીલફરને ફ્રીબીની તમામ હાલતથી જસેલીને જાણીતી કીધી અને બાનુ સીસીલ

જેવી એક નેક નીરદોશ અને ભલી ઓરતને ફસાવવા તથા અમીર સીસીલ તેનાથી છુટા છેડાનુ હુકમનામુ મેલવવા જે કાવતરૂં રચીયુછે તે તમામ ખીના તેનીને કહી સંભલાવી.

આ કાવતરાની હકીકત સાંભલી નીલફરની આંખમાથી આંસુ ટપકવા લાગાં અને તેજ વખત દયાથી જખમી થઇ આ સુંદર પુટલી બોલી " જાસેલીન, કાંઇબી કરી બાનું સીસીલને તુ આ વાતથી ખબરદાર કરી તેને પોતાની હુશીઆરીમા રેહેવા કેહે કે તે પેલાં દગલબાજોને હાથે ઠગાય નહી અને તેની ઇજતને કલંક લાગતો અટકે."

એ કાંમ હુ માથે લેઇ ચુકોછ " જાસેલીને હીમતથી જવાબ દીધો " નીલફર તું એકોકર રેહે. બોટી ફકત તારી મરજીનીજ હતી. બાનું સીસીલને એ બાબદથી જાણીતી કરી તેને પોતાની હુશીઆરીમા રાખવી જોઇએ. એ કાવતરામાં મશગુલ થએલાં કપટીઓએ તેને એટલી તો ઘેરી લીધી હશે કે કાગજ લખેલું પણ ફેંકટ જશે. એ ભેદનો ભરમ ખોલવા હું જાતે જઇ તેને મલવા માગુછ.

વાહાલા જાસેલીન. " નીલફર બોલી " એ તે કેવું ઉદાર દીલ ! ! એ તે કેવો વીચાર ! ! અબલાજાતની ઇજત માટે કેવી જાનફેસાની. આહા ! ! સરવે મરદો તારા જેવા હોય તો અબલાજાતના ભાગ કેવાં બુલંદ ! ! તારા જવાથી મને તારી જુદાઇમા ઝુરવું પડશે, તારા જવાથી આપરાં લગનમાં અઠવાડીઆંની ઢીલ હતી તે મહીનાંની થશે. તે સરવે પરવડશે પણ એક નેક અસમત, ભલી અને નીરદોશાની ઇજતને ખોટો કલંક લાગશે તે નહી પરવડશે. દુનીઆ આજે દીવાની છે. ખરાં કરતાં ખોટાંને હમેશા લોક વધારે વજન આપે છે. પાક, પરેહજગાર, ખરાં ધરમી, નેક, ભલાં અને ભોલાંઓ આજે પોતાની નેકીના બદલામાં ધકકા મુકકી છકડ ખાતાંબી ઠેકાણે પડતાં નથી. ખરાંનું કોઇ માંનતુ નથી. જુઠાં, નીચ, બગધીઆની, ફરેબી, કપટી, લુચ્ચાં, ખોટાધરમીનુ ડોલઘાલનારની આજ વાહા વાહા થાય છે. આજે રાજ એ લોકનુજ છે. વાસતે જાસેલીન મારા સુખના જોખમે—તારે પોતાને જોખમે મારા વાહાલા એ કાંમ તુને માથે લેવા હુ અરજ કરૂછ.

તેઓ છુટાં પડીઆં. નીલફર રોઝરીમાં પોતાને ઠેકાણે ગઇ અને જાસેલીન પોતાને મકાને ગયો. તે ગયો ખરો પણ તેનું દીલ સારી રાત બેતાબ રેહું. સબબ ડાકટર ઓલનેસટરે નીલફર ઉપર ચલાવેલી જાસતીનુ વેર કેવી રીતે લેવુ તેના વીચારમા તે પડીઓ હતો. પણ નીલફરે તેને કાંઇબી પગલાં એ બાબદમાં ભરવા મનાઇ કરેલી હોવાથી અંતે આ સુંદર બાહાદુર નીંદરા દેવીને વશ થયો.

સહવારૂ પડતાંજ જાસેલીને પોતાની નવી મુસાફરીની તઇઆરી કરવા માંડી. આઠ વાગાને સુમારે તે પાછો રોઝરીમા નીલફરને આવી મલીઓ. તેને ફરીથીને દીલાસો દીધો અને ફરી એકવાર નીલફરને ગલે લગાડી બાહાદુર જાસેલીને પોતાની આ નવી મુશાફરી સરૂ કીધી.

# પ્રકરણ પચીસમું.

## સુકરવાર.

## ખાનાખરાબીનો સામન. "તીલીસમાતી ખુરસી"




ને કીસમત શું નવું દેખાડછે તેના વીચારમા કેસી-નદરા સહવાર પડતા મશગુલ થઇ. દરપલે તે કાંઇબી નવા બનાવની આસા રાખતી હતી તેવામા નોકરે આવી એક કાગજ તેના હાથમા મુકીયુ. કેસીનદરા તે ઉગેડી વાંચવાં લાગી.

મેહેરબાન બાનુ કેસીનદરા.

તમોથી છુટો પડી બીજે દીવસે તુરતજ આ કાગજ લખવાની જે છુટ મે લીધીછે તેથી કાંઇ બુરૂં માની લેશું નહી. જે વાતચીત આપણ વચે થઇછે તે બીલકુલ ખાનગી સમજવી. આજે છ વાગે મેહેરબાની કરી મારા મીત્ર અમીર સીસીલના મકાનમા મને જરૂર મલવું. હુ તીઆં પાંચ વાગાથી રાહા જોતો રેહેવશ. મારી ગાડી સુલતાના કાટેજથી થોડે દુર તમારે માટે સાડા પાંચ વાગેથી આવી ઉભી રેહેશે.

લા૦ તમારો વીસવાસુ

**શાહાજાદો.**

કેસીનદરા શાહાજાદાનુ કાગજ વાંચી વીચારમાં પડી. તેને પોતાની હાલત સુલી વચે સોપારી જેવી દીઠી. તોપણ તે ધીરજથી વીચાર કરી ઠેડાવ ઉપર આવી કે શહાજાદાના સખુનને માન આપવાની તેની ફરજ છે.

બરાબર સાંજના છ વાગાને અમલે કેસીનદરા સુલતાના કાટેજથી થોડે દુર જઇ પુગી. તીઆં તેની નજર એક સુંદર બે ઘોડાની ગાડી ઉપર પડી. કેસી-નદરા આ ગાડી જોતાંજ તે પોતાને ખાતર છે એમ સમજી તેમાં જઇ બેઠી અને તુરતજ ગાડી સપાટાબંધ આગલ નીકલી ચાલી.

સીસીલ કેસલમા કેસીનદરા જેવી દાખલ થઇ તેવોજ તેને સવાલ કીધો "કાં હાછે શાહાજાદો"

પેહેલે માલના દીવાનખાંનામાં "નોકરે તાજીમથી જવાબ દીધો."

કેસીનદરા તે દીવાનખાંનામાં દાખલ થઇ. પેલા નોકરે નમી કેહેયુ "બેસો બાનું. તમારા આવવાની હું ખબર પોહોચાડું." નોકર ગયો. દરવાજા બંધ થયા અને ખુબસુરત કેસીનદરા પોતાના સુંદર જોબનના બાહારમા સીસીલ કેસ-ત્સલના સોનેરી દીવાનખાનામાં ઇનતેજારીથી શાહાજાદાની રાહા જોતી ઉમદા અને બેમુલ શાયરચીલાં તપાસતી બેઠી.

"શું થયું. દસ મીનીટ થઇ ગઇ. હજી કાહા છે !! આવી રીતે મને બોટી કરવાનુ શું કારણ !! કદાચ પેલાં માનસે મારા આવવાની ખબર પોહોચાડી નહી હશે." તે કચવાઇને મનમાં બોલી. તુરતજ ટેબલ ઉપર પડેલા ગંગ તે જોરથી

વગાડી નોકરની રાહ જોતી બેઠી. ઘંટ વગાડીઆને પાંચ મીનીટ થઇ તો કોઇ નોકરે જવાબબી નહી દીધો. હવે તેને કાંઇ શક પડીઓ. તુરતજ તે દરવાજા તરફ દોડી. પણ તેની અજાએબી અને ગભરાટનો શું પાર !! દરવાજો તો બાહારથી બંધ કીધો હતો.

હા. હુ સમજી "કેસીનદરા પોતાની હાલત સમજી મનમા બોલી" આજે સુકરવાર. મને કોઇ ચંડાલે ફરેબથી હીઆં બોલાવી ફસાવી છે. તને મને બંધીવાન કીધી છે. દરવાજા બાહારથી બંધ કીધા છે. એ કોણ હશે વારૂ ? સીસીલ પોતેજ હોવો જોઇએ. ઓ સાહેબ નીરદોશનો તું વાલી થા અને એક નીરાધારનારની ઇજતનો બચાવ કર.

એક કલાક થઇ ગયો પણ કોઈ આયું નહી. આવી હાલતમાં તને પોતાની હીમત જાલવી રાખવાનો ઠેડાવો કીધો. આ ગજબનાક બનાવથી નીરાસ થઇ તેને પોતા ઉપર આવતી આ આફતનુ વાદલ પોતાની નજરે જોઇ લીધું. ધપકતે દીલે પોતાને આવી રીતે ફસાવનારની રાહ જોતી દીવાનખાનામા એમથી તેમ ઉતાવલે કદમે ફરવા લાગી. કોઇબી રીતે આ મકાનમાથી બાહાર નીકલી જવાના ઇરાદાથી આ દીવાનખાનાની પડોસમા આવેલાં એક બીજા દીવાનખાનામાં તે રસતો સોધવા દાખલ થઇ. આ નવું દીવાનખાનુ પુર ઠાટમા સુંદર રાચરચીલાંથી સંગારેલુ હતું. એ દીવાનખાનામા એકબી દરવાજો નહી હોવાથી તેને પોતાના છુટકારાની આસા છોડી. તોપણ થોડો વખત ધીરજ પકડી વીચાર કરવાની મતલબથી કેસીનદરા આ દીવાનખાનામા એક સુંદર સોનેરી મખમલથી સજેલી ખુરસી ઉપર જઇ બેઠી.

કડડડડડડ !! કરી એક અવાજ થયો.

ઓ-ઓ- અરે ખુદા-ઓ એ કોણ !! "કેસીનદરા જેવી ખુરસી ઉપર બેઠી તેવીજ ડોલા કાડી બોલી" ઓ નખોદ નખોદ !! થઇ ચુકું.

કડડડડડ કરી જેવો અવાજ થયો તે સાંભલતાજ કેસીનદરા ઉઠે તેટલાં તો તે "આ તીલેસમાતી ખુરસી" અંદર જકડાઇ પકડાઇ ગઇ. કેસીનદરા જેવી આ લલચાવનાર ખુરસી ઉપર જઇ બેઠી તેજ વખતે બે લોખંડની મજબુત બેડીઓ આ તલેસમાતી ખુરસીની મખમલીઆ ગાદીમાથી બાહાર નીકલી આવી તેણીના બંને સુંદર હાથના નાજુક કાંડાં અને બાજુ ઉપર ફરી વલી અને તેજ વખતે બીજી બે મજબુત કમાંને પીઠ પાછલ ગોઠવેલી ગાદીમાથી બાહાર નીકલી તેણીના ખભાં એવી રીતે પકડી લીધાં કે કેસીનદરા જરાબી તે ખુરશી પરથી હીલી શકી નહી.

આ ખાનાખરાબીનુ હથીઆર—આ પરનારની ઇજત લુટવાની મતબલબથી ઉભાં કરેલાં છટકામાં કેસીનદરા જેવી પકડાઇ તેજ પલે સાંમેની બાજુની દેવાલમાથી એક બેમાલુમ દરવાજો ઉઘડી ગયો અને અમીર સીસીલ આ દીવાનખાનામા દાખલ થયો.

આંખના પલકારામા કેસીનદરાએ પોતાની આ હાલતનુ માપ કરી લીધું અને કેવી રીતે પોતાનો બચાવ કરવો તે ઠડાવ ઉપર એકદંમ આવી ગઇ.

અમીર સીસીલને જોઇ કેસીનદરા બોલી "અમીર સીસીલ મારી સાથ આવી ચાલ. હું જયારે ચાલી ચલાવી તમારે સરણે આવી તેનો આ બદલો. સુકરવારે મારી મોહોબત ખાતર તમો તમારૂ નસીબ અજમાવોછ તે જાણી તેમા મદદ કરવા હું તમારી પાસ આવી તેનો આ બદલો.

એ શું બોલેછ સુંદર "સીસીલ મગન થઇ બોલીઓ" શું તું ખરેખર હમારા છ જનોની સરતથી વાકેફ છે. મારાં નસીબ હુ બુલંદ સમજુંછ. તારી મેહેરબાનીથી હુ તે સરત અંતે જીતી જવસ કેસીનદરા. પણ એ ભેદ તુને કોણે કેહેયો. એ તો બીલકુલ છુપી વાત હતી.

એ વાત મે કેમ અને કયારે જાણી તે સાથ તમુને શુ કરવું છે. "કેસીનદરા હસતે ચહેરે બોલી" તમે તે છમાના એકછો અને સુકરવારે તમો હરીફાઇ કરનાર હતા એ વાત ખરી કે નહી.

તીઆરે વાહાલી કેસીનદરા "તે ખુરસી આગલ જઇ બોલીઓ" મારા હકમાં તું જેબી ફરમાવે તે સાંભલવા હુ તઇઆર છેઉ. તારા પ્યાર ખાતર તારા કદમ આગલ મારૂ જે કાંઇ છે તે હાજર કરવા તઇઆર છેઉ. આ સુંદર મકાનની તું માલેક થા. દસ હજાર ગીની દર સાલ તુને મલે એટલી મીલકતનું હુ તારે નામનુ "નસ્ત" કરવા તઇઆર છેઉ.

મારા પ્યારા સીસીલ "કેસીનદરા બોલી" મારૂ સાંભલો. જયારે મે જાણીયુ કે મારી મોહોબત મેલવવા છ જાણીતાં આદમીઓએ હાંમ ભીડી છે, તેજ વખતે મે ટેડાવ કીધો કે છ જનમાથી જેબી કોઇ અકલ અને હીકમતે પુરો, દોલતે ભરપુર અને ઇજતનો માલેક મને માલમ પડશે, તેનેજ મારી મોહોબતનો માલેક કરશ. તે છ જનમાથી ત્રણને મે તપાસી લીધાછે અને એક જને પોતાની મરજીથીજ હારી ખાઇ હરીફોની સંફમાથી નીકલી જવાનુ પસંદ કીધું. પાંચમા તમે પોતે છો. તમારા છઠા હરીફમા કાંઇ જીવ જેવું નથી એટલે મારે કબુલ કરવું જોઇએ અમીર સીસીલ કે મારી હાર થઇછે. પહેલું તમે પોતાને અકલે પુરા સાબેત કરી ચુકાછ. બીજાઓ જયારે મારે મકાને આવી હીનપસતી લેઇ પાછા ફરીઆ તીઆરે તમોએ મને તમારે મકાંને તેડી મંગાવી મારી મગરૂરીનો મને સજા કીધીછે. બીજુ તમારી દોલત વીશે સવાલ હોએજ નહી, એટલે ઇજત અને હોરમત વીશે પુછવુંજ શું. તમારામાનો છઠો હરીફ કોણ છે તે હુ જાણુછ એટલે હુ મારા સેવટના ચુકાદા ઉપર આઉછ કે છ જનમાથી હુ તમને મારો પ્યાર સવાધીન કરવા તઇઆર છેઉ, પણ તે એકજ સરતે કે દસ હજાર ગીની દર વરસે મને મલે એવી ગોઠવણ કરવાનો તમે મારા વકીલને સતા આપી મારી ખાતરી કરો.

સુંદર કેસીનદરા કાલ આગમજ તારો વકીલ એ વીશે તારી ખાતરી કરી આપશે "સીસીલ ખુરસીની એક કમાન ડાબી બોલીઓ" અને હવે ઉઠ સુંદર આ કેદખાનાની જેહેમતમાથી તું છુટીથા.

જેવી સીસીલે કલ ડાબી કે પેલી કમાનો ઉચકાઇ ગેઇ અને કેસીનદરા આ

તલેસમાતી હથીઆરના પંજામાથી છુટી થઇ.

હા અંતે તુ મારીજ થઇ. "સીસીલ કેસીનદરાના હાથ ઉપર ચુમી લેઇ બોલીઓ" વાહાલી કેસીનદરા અંતે તે મને સુખી કીધે.

હા મારા વાહાલા સીસીલ. "કેસીનદરા પ્રીતથી બોલી" મારા દીલની ઉમેદ અંતે પાર પડી.

મીઠી મોહોબતના મધુરવચન કેસીનદરા સીસીલને સંભલાવવા લાગી. સીસીલ તે સાંભલી હરખથી તંમર ખાવા લાગો. કેસીનદરાને હવે તે માલેક થયો એમ સમજી તે ખુશીનો મારેલો પોતાના કપડાંમા માયો સમાયો નહી. તેની આવી ગફલતીનો લાભ લેઇ ચંચલ કેસીનદરાએ સીસીલને આંખના પલકારામા એક જોરથી આચકો મારી પેલી નાશકારક તીલેસમાતી ખુરશીમાં ગબડાવી નાખીઓ અને તેજ વખતે પેલી કમાનોના પંજામા તે જકડાઇ પકડાઇ ગયો.

કંગાલ પાપી હવસખોર ચંડાલ "તે ધીકકારથી બોલી" તારા કરતુકની ચાખ હવે સજા. દુનીઆની દોલતની લાલચે શું તુ મને તારી બનાવી શકતે! માણસના અવતારમા અવતરેલા સેતાન તારી આંખો ફોડી જો કે તુએ ખોદેલા ખાડામા તુજ પડેલો છે. હુ જાઉછ અને તારો છુટકારો હુ તુનેજ સોંપી જાઉછ.

કેસીનદરા ઉભી રેહે "તે લાચારં થઇ બોલીઓ" તુ જવા કરેછ ખરી પણ તારાથી જવાસે નહી. બધા દરવાજા બંધ છે. તું જો મને છુટો કરે તો હુ સોગન લેઇ કેહુછ કે તુને કાંઇબી ઇજા:—

હુ તારા કસંમ માનવાની નથી "કેસીનદરા બોલી" હુ આ અગાસી ઉપરથી પોકાર કરી મદદ માગુછ.

સબર, સબર, કેસીનદરા જરા સબર કર, એટલી ઉતાવલી નાથા. "સીસીલ ગભરાઇ બોલીઓ" મારી પર દયા કર. જો મારી એક સરત કબુલ કરે તો તુને પેલો છુપો દરવાજો ઉઘાડવાની કલ દેખાડુ. તે એટલુજ કે નીચે જઇ મારા કારભારી રમજાનને ઉપર મોકલે.

કબુલ છે. "કેસીનદરાએ જવાબ દીધો."

જો સાંમેની દેવાલ ઉપર "સીસીલે કેહેયુ" પેલા પાંચ ગોલાબના ફુલોનો ચીતાર છે. પાંચ ગોલાબ માહેલા વચલા ગુલાબવાલો ચીતાર તું દાબ એટલે દરવાજો ઉઘડસે.

કેસીનદરાએ વચલા ગુલાબના ફુલનો ચીતાર દાબીઓ. તે દાબતાંજ એક બેમાલુમ દરવાજો દેવાલમાં ઉઘડતો જણાયો. કેસીનદરા આ દરવાજામાથી બાહાર નીકલી પડી કે તે તુરતજ પાછો બંધ થઇ ગયો.

કેસીનદરાએ પોતાની કબુલાત પરમાણે રમજાનને ઉપર મોકલવાનો હુકમ કીધો. રમજાન સીસીલના કાવાદાવાથી વાકેફ હોવાથી તે તુરતજ પોતાના સેઠની ખીદમતમા દોડીઓ. પોતાના નામીચા સેઠની આવી બુરી હાલત જોઇ તે હેબતી



સીસીલની તીલેસમાતી ખુરસીમાં સીસીલનું ફસવું.

જઇ પોતાની ફ્રેમોસ્તુ જબાનમા બોલીઓ. " અરરરરર માઇ લાટ. વાત થીસ. યુ ડીંગ એન્ડ યુ ફ્રાલ!!"

---

# પ્રકરણ છવીસમું.

## પ્યારનો ભોગ-રેસમની દોરીવાલો દાદર-પાપીનો પસતાવો.



ધરાત હતી. સુમાર બાર કે એકનો હતો. ચંદ્રપુર તેજ દીપતો હતો અને રસતો બીલકુલ નવરો એકાંત હતો. એવી મોડી રાતે એક બંધ ગાડીમા એક ઓરત અને એક મરદ બે જંન મુસાફરી કરતાં હતાં.

ગાડીને ઉભી રખાવી તેઓએ બાહાર નીકલી આગલ ચાલવા માંડીયું. પેલો મરદ ઉમરમાં અધીર પણ બાંધાનો મજબુત ખડતલ હતો; પેલી ઓરત સીકલની સુંદર રૂપમાં રૂપાલી અને ઉમરે જવાન હતી.

વાંચનાર આ બંનેને ઓલખેછે. આ સુંદરરૂપી કોઇજ નહી પણ પેલો "રેસમની દોરીવાલો દાદર" રાખનાર ઓરત છે કે જેને પોતાના મીત્રને બચાવવા પેટીમાં ધાંકી દીધો હતો અને આ મરદ તેનો ખાવીંદ છે કે જેને હાથે "તેશમંન" નામના સખસનુ ખુંન થયુ હતુ અને તે પોતાનુ મકાન છાડી રાતોરાત પોતાની ઓરતને લઇ નાહાસી ગયો હતો.*

પેલાએ પોતાના ખીસાંમાથી એક ચાવી કાહાડી દરવાજો ઉઘાડી બને જંન અંદર દાખલ થયાં. પેલી ઓરત આ દીવાનખાનામાં દાખલ થતાંજ કાંપવા લાગી.

ચાલ હીમત રાખ "પેલાએ ધમકી આપી" નાજુકમા ખપવાનુ ડોલ ના ઘાલ. પેલી બાગમાં બતી બલેછ તે જોઇ. તને પોતાનુ કાંમ કેવારનુ સરૂ કીધેલું હોએ એમ લાગેછ.

મે હીમત રાખીછ "પેલી બોલી" પેલી બતીબી મે જોઇ. હુ જાણુછ તીઆં સુ કામ ચાલેછ તે.

થીક તીઆરે ચાલ હવે ઉપર અને ઉઘાડ પેલો દરવાજો. લે આ કુંચી હુ મીનબતી સલગાઉછ. "પેલાએ એક બતી સલગાવી."

ચાલ હવે ચહડ ઉપર—કસકુનમ, નખરાં છાડ "પેલાએ દાંત કચકચાવી કેહેવું" ચહડ ઉપર નહી તો:—

નહી નહી " પેલી ધ્રુંજી રડી પડી બોલી " હુ ચહડુંછ. ખુદા ખાતર મારી સાથ તું એવો ચાલ ના ચલાવ. હુ ધાસતીથી મરી જવસ. પણ હવે તુને અને મને શું છે.

---

* જુવો પેહેલા ભાગના ત્રીજા પ્રકરણનો બનાવ. "પ્યારનો ભોગ."

મારી એક કસુર થઈ તે મે કબુલ કીધી. તેના બદલા મે તુને તારો જીવ બચાવી વાલી આપીયો. તીઆર પછીઃ—

તીઆર પછી શું ! " પેલાએ મુકકી ઉચકી પુછીયું " તુ શું એમ કેહેવા માગેછ કે તીઆર પછી હું તારો ધણી નથી. હું તારો ધણી છેઉ. હું જેબી કેહેઉ તે કરવા તું બંધાએલી છે. હું હુકમ કરૂછ કે દરવાજો ઉઘાડ. તોબાહ ! ! કેવી બદબો ! કેવી ગંધ ! કેવો વાસ !

પેલી ઓરતે જેવું તે ઓરડાનુ બારનુ ઉઘાડીયુ કે બદબો આખા દીવાનખાનામાં ફેલાઇ ગઇ. બંને જને અંદર દાખલ થઇ એક મોહોટી પેટી ઉઘાડી. નજદીક હતું કે પેલી ઓરત બેહોશ થઇ પડે. તે બેહોશ થઇ પડતીજ હતી તેવામાં તેના ધણીએ તેને પકડી લીધી.

પેટીમા નજર કરતા તેઓએ શું જોયું ! ! એક શખસ મુદત થઇ અંદર ગુંગલાઇ મુવેલો. કોહોઇ સડી ગએલો. તેના બદનમા જયાં જોઇએ તીઆ કીડા પડેલા અને તેના આંગ ઉપર એક રેસમની દોરીનો દાદર પડેલો દેખાયો.

આ રેસમની દોરીનો દાદર " પેલો હાથમા ઉચકી બોલીઓ " એ છુપાવવાની થીક તદબીર તુને સુજી. તારો પાપી પ્યાર ધાંકવા આ પેટી થીક તુને મલી. ચાલ ઉચક એને. આસતેથી એ જાગી નહી ઉઠે ! એની નીંદમા ખલલ નહી પડે ! !

" ખુદા ખાતર મારી ઉપર જુલમ ના કર. હું કાટી મરસ "

મરી જવાનો તારે સારૂં બેહેતર વખત તેજ હતો કે જયારે તારા દોસતને આ લાકડાના કફનમા તે તારે હાથે દફન કીધો. " પેલાએ જવાબ દીધો " પાપ કદીબી છુપું રેહેતું નથી.

તેઓ આવા તાંનામીનાંની વાતમાં પડેલાં હતાં તેટલાં એક સખસે નીચેથી પુછીયું " કેમ કોઇની બોટી છે કે શું ! "

કોઇની નહી " પેલીનો ધણી ઉપરથી બોલીઓ " કેમ ખાડો ખોદીઓ.

હા ખાડો તો ખોદીઓ " નીચેથી પેલાએ જવાબ દીધો "

બાઇ તુ જરા ઉપર આવ " ઉપરથી સવાલ કીધો " મુરદું જરા ભારી છે.

એક કદરૂપો બદરૂપો ઝુની દેખાવનો આદમી તુરતજ તેઓની સાંમે આવી ઉભો. પેલી સુંદર તેને જોતાંજ હેબતી ગેઇ. પણ લાચાર થઇ પોતાના ધણીના ધાકથી ડરી હીમત ધરી ઉભી. તેઓ ત્રણ જંને મલી પેલી લાસને ઘણી મેહેનત અને મુશકેલીએ પેટીમાથી બાહાર કાહાડી આ મકાનની પાછલ આવેલા બાગમા ખોદેલા ખાડા આગલ લેઇ ગયા.

ખાડો કેટલો ઊંડો છે ? નવ દસ ફીત ઉંડો લાગેછ ? એટલોજ જોઇએ. " પેલી સુંદરનો ખાવીંદ બોલીઓ, " એવી રીતે સફાઇથી આ મુરદાંને ગારજે દોસત કે કોઇબી બાકુત આ મકાંનમાં હવે પછી આવી રેહે તને સેહેજબી વાસ આવે નહી. આ રેસમની દોરીનો દાદર પણ અંદરજ નાખ.

મારી ખરી પ્રીતના સાચા ભોગ " પેલી સુંદર રડતી મનમા બોલી " કીએ કંગાલ વખતે, કેઇ કંગાલ ઘડીએ તુ મને મલવા નીકલીઓ કે તે કંગાલ ઘડી તારા જીવનો જંમ અને જાંનનો વેરી થઇ પડી. તું તો મારી પ્રીતમાં મુવો અને હું તારી પ્રીતમા પડી દુ:ખી થઇ. તુ મુઓ પણ સુખી થયો અને હું જગમા બદનામ અકારી હીનાએલી દુ:ખી થઇ આને આવી મધરાતે તારી સરજત મારી નજરે જોવા તારી રૂબરૂ આવી ઉભી.

પેલાં ખાડામા પેલા મુરદાંને તેઓએ પેલી સુંદર રૂબરૂ ગબડાવી દેઇ પેલી રેસમની દોરીવાલો દાદર તેની ઉપર નાખી મયોડાંથી તે ખાડો પુરી નાખીઓ.

હમો જઇએછ હવે. " પેલીના ખાવીંદે પેલા ધોરખોદુને કેહેયું " તુ બધુ. બરોબર કરીને જજે. લે આ ચાવી. દરવાજા બંધ કરજે.

પેલી સુંદર પાછી પોતાના ધણી સાથ આ મકાનમાંથી બાહાર નીકલી પડી. પણ તેની સુધ કાંહાં ઠેકાણે હતી. તેનુ ધીઆન કાંહાં હતું. તે ઉંઘમાં ચાલતી હોએ એમ તેનીને લાગ્યું. રાત પુરી થવા આવી હતી. સુમાર બે વાગાનો હતો. તેઓ ઉભી રાખેલી ગાડી આગલ બંનેજન આવી પુગાં. ગાડીમા બંનેજન દાખલ થયા. ગાડી સપાતાબંધ નીકલી ચાલી અને પેલી બેવફા સુંદરની ચસમોમાથી નોરમલ નીરની નહેર નવધાર વેહેવા લાગી.

---

## પ્રકરણ સતાવીસું.

### તબારી.



દે તે પડે " એ કેહેવત પ્રમાણે પરનારીની પ્રીત પાછલ વલખાં મારતો સીસીલ પારકાંને માટે તેને ખોદેલા ખાડામાં પોતે પડીઓ એ તેને ખુદ ખુદરતેજ સજા કરી હતી. આવી હીનપસતી ભરી હાર અને ફજેતી થવા પછી તે કેસીનદરા ઉપર પોતાનુ વેર લેવાના વીચારમાં પડેલો હતો તેવામા તબારી તેની સાંમને આવી ઉભો.

ઓહો દોસ્ત તબારી કેવા સમાચાર. " સીસીલે ડોલા ચમકાવી પુછીયુ. "

સમાચાર સરવે સારા છે. " તબારી બોલીઓ " પેલી ઓરત તારખાના અને તેના મકાંન ગનડોલાનો પતો સેવટે મે મેલવીઓ છે.

શાબાસ " સીસીલ ખુશી થઇ બોલીઓ " તારી મેહેનત ફલી ખરી.

એબી ઘણું નેક થયું કે એ કાંમ તમે મને સોંપીયુ. " તબારીએ વાત કરવા માંડી " તમારા કાંમની તલાશ કરતાં મે એક નવી સોધ કરી છે. એક નહી ધારેલ આદમી મારા સપાટામા આવી ગયું છે.

તે કોણ વારૂ ? "સીસીલ અજબ થયો"

ચોકીન !! "તબારીએ જવાબ દીધો" ફાસી જતા ગુનેહગારોના મથામાં ફાંસો નાખનાર પેલો ચીકીન.

તેનુ શું ? "સીસીલ પુછીયું" તારખાંના સાથ ચીકીનને શું નીસબત.

એ ફાસીગર ચીકીન આજ કેટલાક વરસ થયાં એક નાંહાની જેવી દુકાનમાં બાલ કાપવા તથા હજામત કરવાનો ધંધો લેઇ બેઠો છે. અચાનક મારૂ એ દુકાનમા બાલ કપાવવા જવુ થયું. હુ બાલ કપાવતો હતો તેટલાં મારી નજર એકાએક ટેબલની નીચે પડેલાં એક ફાટેલાં કાગજના ટુકડા ઉપર પડી. મે દુરથીજ એકાદ લાઇન વાચવા માંડી. આહા!! મારી અજાએબીનો શું પાર!! જેની સોધમાં હુ ફરતો હતો તેજ મારી પાસે અને મારી સાંમને. ચોકીનને મારી આગલથી કાંઇ બાહાંને દુર કરી પેલુ કાગજ મે ઉચકી લીધું. આ રેહેયુ તે કાગજ."

તબારી એક ફાટેલાં કાગજનો ટુકડો પોતાના ગજવાંમાથી કાહાડી વાંચવા લાગો.

**પૅરીસ, ૬ ઠી સપટેંબર.**

કેટલાં આદમી તુ એ કાંમ સર મેલવી શકસે ? પાંચ ઘણા થયાં. હવે હુ વધારે ઢીલ કરવા માંગતો નથી. પણ ખબરદાર ચીકીન, તારાં આદમી મારી ખરી મતલબ જાણે નહી. તે લોકને એટલુંજ જણાવજે કે શાહાજાદાને ફકટ લુટવાનીજ મુખ્ય નેમ છે. તુ કેહેછે કે કેરીનથીઆને તીઆં તેઓ વારેઘડીએ જાએછે તેજ વખતે આપણને તક મલશે. ૧૦ મી તારીખે મારી બઇરી સાંથ હુ જરૂર આવસ. તુને હુ જણાઉછ કે..............તે મકાન પુરાંનું.................
....................આગલથી...................................ગીચઝા.............................
અસલ નામ બ.......................................................................................

એ કાગજ કોઇ કોઇ ઠેકાણેથી ફાટી ગયું છે "તબારી બોલવા લાગો" તારખાંના અને ગનડોલાનો પતો મેલવવા હવે બીજું શું જોઇએ. મારી સોધ ચલાવવા આગમજ મે ચાર વાત મુકરર કીધી. પેહેલું એ કે આ લખનારની મતલબ તમુને કે શાહાજાદાને લુટવાની હતી નહી. બીજું એ કામનો કરનાર પેલો નેકાબદાર કોઇ કરપીન ગુનેહગાર હોવા જોઇએ. ત્રીજું તારખાના તે આ કાગજ લખનારની (અને એ કાગજ લખનાર તે પેલા નેકાબદારની) ઓરત હોવી જોઇએ. અને ચોથું ચીકીન પોતે આ લુટમાં સામેલ છે. ગનડોલાનો પતો આ કાગજમાજ લખેલો છે. આ કાગજ ફાટેલું છે પણ એવાં કાંગજો વાંચવાની હમારી હીકમત બરી રીત છે. જો સાંભલો હું કેવી રીતે એ કાગજ વાંચુછ :—

**તુને જણાઉછ કે** તું એક મકાનનુ નકકી કરજે **તે મકાન પુરાંનુ** બીસમાર હાલતમાં **આગલથી** બાજેલું ટુટેલું **ગીચઝાડી**મા ઢંકાએલું હોવું જોઇએ. તેનુ **અસલ નામ** બદલી નાખવું પડસે.

અસલ નાંમ બદલીયું ખરૂં "તબારીએ બોલવા માંડીયુ" પણ મેં તે સોધી કાહાડીયુ. પેલો નેકાબદાર તે "બકીરો" અને પેલી તારખાના તે પેલા નેકાબદારની બઇરી "કેબીરા" ને નામે ઓલખાય છે. અને ગનડોલા તે "અરફનવીલ" ને નામે જણાયલુ મકાન છે.

સબર સબર !! "મરદન વીલ" સીસીલને એકાએક કાંઇ યાદ પડી" પેલાં બાલકનુ ખુનઃ—

હા તેજ "તબારી બોલીઓ" તેજ મકાન. અને કેબીરા તેજ તારખાનાં. તણીને પીછાનવાં તમોએ તેની ખુબસુરતીનું જે બયાંન આપેલું તે બરોબર મે જોઇને તણીને પીછાની લીધી. હુ એક ટપાલના સીપાઇના વેશમાં એ લોકની સોધમાં ભટકતો હતો તેવામા એક સખસને હાથમાં બે ત્રણ કાગજ લેઇ મરદનવીલમાથી બાહાર નીકલતો મે જોયો. મે તે કાગજો જોવા માંગીઆં અને તે ઉપરના દસકત મે તુરતજ આ કાગજ સાથ મેલવી મારી ખાતરી કીધી. અમીર સીસીલ હવે મારા રસતામાં બીજી મુશકેલી શું હોય તે તમેજ વીચારો.

શાબાસ શાબાસ "સીસીલ ખુશી થયો" આફરીન તારી અકલ અને અટકલ ઉપર. લે આ પાંચસો ગીનીનો ચેક છે. અને હવે એક બીજુ કાંમ મારૂ ધીઆનમા રાખજે. કેરીનથીઆની જવાન છોકરી ફીબી આજ કેટલાક દીવસ થયાં તેની માદરના ઘરમાથી નાહાસી ગઇ છે. તે કાંહાં છે અને કોણ સાથે છે તેનો પતો જાણવો જોઇએ.

થીક "તબારી જતાં જતાં બોલીઓ" તમારાં કામ ઉપર હુ ધ્યાન રાખસ. પણ હાલ તુરત તો ચીફીન ઉપર મારૂ ધીઆન છે. મને લાગેછ કે એ શખસ લાખોની ઉઠલ પાઠલ કરનારો છે. હુ રજા લેઉછ સાહેબ.

તારખાનાના મકાનનો પતો મલવાથી સીસીલ એટલી તો ખુશાલીમા આવી ગયો કે કેસીનદરાએ કરેલી તેની ફજેતીનો ગંમ તે બીલકુલ ભુલી ગયો. તારખાના જેવી નારને એકવાર નજરે જોવા અને શાહાજાદાએ સહી કરી આપેલો દસતાવેજ મેલવવા તે એટલો તો અધીરો થઇ ગયો કે કેસીનદરા તેના ધીઆનમાંથી બીલકુલ નીકલી ગઇ અને તારખાના તેના દીલમા રમવા લાગી. તુરતજ તેને કાંઇ ખીઆલ આયો. આ કાંમ પાર ઉતારે એવાં એક આદમીની તેને ઇઆદ પડી. એક કાગજ ઉપર તેને કાંઇ લખી કાહાડી રમજાનને બોલાવી હુકમ કીધો "આ ચીઠી મંમા મરેને પોહોચાડ. વખત નહી લાગે. જલદી જા."

પોતાના માલેકનો હુકમ બજાવવા રમજાન નીકલી ગયો અને સીસીલ મનમા હવાઇ ગણતરી ગણવા લાગો. કાંઇબી કરી તારખાનાને નજરે જોવી જોઇએ. તેની પીછાન એકવાર થઇ તો પછી પેલા નેકાબદારનો પતો—નોટબુક લાવનારની તદબીર અને શાહાજાદાએ સહી કરેલાં કાગજની બીના જાણતાં કાંઇ વીલંબ લાગનાર નથી.

મંમામરેની પીછાન વાચનાર સાથ લંબાનથી કરાવવાની કાંઇ જરૂર નથી. તે એક અધોર ઉમરની બ્યાજખાઉ કારજ કરનાર ઓરત હતી. કોઇ તેના વખાણ કરતું તો કોઇ તેને નામની ફોક મુકતું હતું સબબ કેટલાંક છુટાં પડેલાં જોડાં જેમ પોતાની હીકમતથી તે સાંધી આપતી હતી તેમજ કોઇ જોડાએલાં જોડાંને છુટા પાડવામાં તે જાણીતી થએલી હતી. પાસે થોડી ઘણી પુંજી હોવાથી સધ્ધર

આસામીઓને તે આજે નાંનાં ધીરતી અને એવી રીતે પોતાનો ગુજારો કરતી હતી. આવી એક ઓરતની સીસીલને ઇઆદ પડી અને તેણીને તેડાવીઆથી હાલ તે તેની સાંમે આવી બેઠી છે.

મંમામરે " સીસીલ સરવે ખુલાસો કીધા પછી પોતાની વારતાના અગતના ભાગ ઉપર બોલવા માંડીયુ " જે મકાંનને વાસતે હુ બોલુછ તે અસલ મરદન વીલને નામે જાણીતું છે. તીઆં થોડા દહાડા થયા બઝીરો અને તેની ઓરત કેબીરા હાલ રહેછે. અફવા છે કે આ ઓરત અતી રૂપાલી અને સુંદર છે. વલી એટલુબી નક્કી છે કે આ ઓરત કેબીરાની ચાલ ચલન શકભરી છે. તપાસ કરતાં કરાવતાં મે જાણયું કે તેનો ખાવીંદ કોઇ કરપીન ગુનેગાર લુચ્ચો અને લુટારો છે જેને જાણી જોઇ પોતાની ઓરતની ખુબસુરતી અને ઇજતની બરબાંદી કીધી છે. આ ઓરત કોણ છે અને તે કેવી છે તેને જોવા હુ અધીરો પડીયોછ.

તમો બેફીકર રહો " મંમામરે બોલી." એ વાતનો બંદોબસ્ત કરી હુ તમુને જણાવસ. કેબીરાની પીછાન કરવા હુ હમનાજ ચાલી.

પણ એટલુ ઇઆદ રાખવું કે મારૂં નામ કદીબી તે જાણે નહી. "સીસીલ ઇઆદ આપી " હુ કદાચ તેને નહી ઓલખતો હોવસ પણ તે જો મને પીછાનતી હોય તો તારી મેહેનત ફોકત જસે.

મંમામરે મોટા ઇનામની આસા રાખી છુટી પડી અને સીસીલ પોતાની નોટ બુક પેલો દસતાવેજ અને તારખાના એ સરવે ભેદનો ભરમ જાણવા હવે તઇઆર થઇ મંમામરેના કાગજની વાત જોતો બેઠો.

---

## પ્રકરણ અઠાવીસમું.

### સનીવાર.




ચનાર અને આપણી વારતાની સગવડને માટે કેટલાક બનાવોની ઉપર ટપકેથી ખબર લેઇશું

આજે હેકટર અને કેસીનદરા વાંચનારનુ ધીઆન ખેચેછે. આજે સનવારનો દીવસ હોવાથી છેહલા અને છઠા હરીફ હેકટરની વારી હતી. ખરી વાતતો એ હતી કે સીસીલને તીઆં મીત્ર મંડલમાં કેસીનંદરાની વાત નીકલી તે આગમજ હેકટર સાથ કેસીનદરાની પીછાન થઇ ચુકી હતી. કેસીનદરા વીશે ખબર લાવનાર—તેની ખુબસુરતીના વખાન કરનાર અને પોતાના મીત્રોની લાગની ઉસકેરનાર હેકટર પોતે હતો. બીજા હાથ ઉપર કેસીનદરાને એ બાબદની ખબર કરનાર—તેને પોતાની હુશીઆરીમા રખાવનાર અને સરવે સંકટમા ધીરજ આપનાર પણ એજ હતો. પણ એમ કરવામાં તેની બુરી મતલબ બીલકુલ નહી હતી.

તેઓ એક બીજાને જોતાંજ મોહી પડીઆં હતા અને જો કે આજ સુધી પોતાના દીલના જુસ્સા તેઓએ એક બીજાને જાહેર કીધા નહી હતા, તોપણ તેઓ બંને જને એક બીજાની આંખોમાં પ્રગટી રહેલા પ્યારનો પ્રકાશ જોઇ લીધો હતો.

આ ને કેસીનદરા પોતાની ફતેહ ઉપર ગરૂર કરતી અબલાજાતની ઉંચી શકતીના ગુણ ગાતી હેકટરને કેહેવા લાગી. "હેકટર કેમ હવે કોણ સરસ? મરદ કે ઓરત"

કેસીનદરા એ તારો સવાલ ઘણોજ તકરારી છે. "હેકટરે જવાબ દીધો" ઓરત મરદથી સરસ હોએ એમ સાબેત કરવુ મુશકેલ છે. હુ તુને સવાલ કરૂછ તેનો જવાબ દે:—

| હેકટરનો સવાલ. | કીસીનદરાનો જવાબ. |
|---|---|
| નરથી છે સઘલો સંસાર. | નર હોશીત છે રહે નહી રાંક. |
| નર વન નારી થાએ ખુવાર, | નારીથી છે નરનુ નાંખ. |
| નર નારીનો છે સંગાર. | નારીને છે હરદમ કાંક. |
| નર નારીપર રાખે પ્યાર—૧. | નરનો હરદંમ રેહેછે વાંક—૧. |
| નારી ના કંઈ રાખે ભેદ. | નર નારીને છોડેછે. |
| નારીથી નર જાયે કેદ, | નારી નરની જોડેછે. |
| નારીથી નરને છે ખેદ. | નર પ્રીતને તો ટોડે છે, |
| નર કરે નારીની કેઠ—૨. | પરનારીપર દોડે છે—૨. |
| નારીમા રહે કમ અકલ. | નારીથી દીપે છે કુલ. |
| વેહેમ અદેખાઈ પુશકલ. | નારી છે ગુલાબી ગુલ. |
| પડે જરા કમતી એક તલ. | નારી વન છે સરવે ધુલ. |
| જોઇ લેવો જાણે હાબલ—૩. | નારી નરના સુખનુ મુલ—૩. |
| નર વન નારી તો રંડાય. | નારીથી નર રાજી છે. |
| નર સંગ નારી સોભા પાય. | નારી નરનો કાજી છે. |
| નર વન નારી ધક્કા ખાય. | નર હરદમ તો પાજી છે, |
| નરથી નારી ઇજ્જત પાય, | એ વાત જગતમા તાજી છે—૪. |

ધન પર નારી પ્યાર કરે.
ધન વન નારી ભાર કરે.
તે નારી પર ફીટકાર પરે
"ધન" ખાતર જે પ્યાર કરે.

હેકટર "આ છેલા સખુનો સાંભલી કેસીનદરા બોલી" ધનની જો હુ લાલચ કરતે તો સર સુલીવાન સાથ ગયા મંગલવારની હુ પરણી જતે. ધન દોલતની મને પરવા નથી. મારૂ ધીઆન તુજમાં હતું. મારો પ્યાર સાચો હતો અને તે કેવી કેવી કીસમની કસોતી ઉપર કસાયોછે તે તુએ જોઇ લીધુ છે. જુલમના જરબથી તે ઓછો થયો નથી. લાલચની જેને પરવા કરી નથી. જીવની જેને દરકાર કરી નથી એવો મારો પ્યાર હેકટર મે તુને સપુરદ કીધો છે. આજથી તું મારો અને હુ તારી વફાદાર થઇ રેહેવસ.

ફતેહ "હેકતર ખુશી થઈ બોલીઓ" આખર મારી જીત થઈ. છ હજાર ગીનીનુ ઇનામ હું જીતી ગયો એટલુંજ નહી પણ ફીતુરીઓના મોહોડા કાલાં થયાં અને એક હુસ્નમાંન અંદર સુરત ઓરતનો હું હકદાર પરણેતર ધણી થયો. એના જેવું સુખ આ જગમા શુ હોએ. તું નાર જેવી મીઠી મને બીજી કોણ હોએ. આ જીંદગીનો હું સાથી મરણના છેડા તુલીક તારી સંગાત કરસ. કેસીનદરા તેં મને અંતે સુખી કીધો.

પોતાના લગનની ગોઠવણ અને બીજી બાબદોનો બન્દોબસત કરી કેસીનદરાને મલી હેક્ટર સુલટાના કાટેજમાથી છેક સાહાજના બહાર નીકલીઓ, તેવોજ કોપરબરાસ હોટેલની બારીએ બેઠેલો ફુરગાટી નોધ કરવા લાગો " પેલો દેખાવલો સખસ સવારના દસ વાગેનો અંદર ગએલો સાંજના છ વાગે બાહાર નીકલીઓ.



# પ્રકરણ ઓગનતીસમું.

## ત્રણ ભેદના વલાંમા વીટલાએલો તારખાંના. ભેદોનો ખુલાસો.



મંમામરે ઘણીજ ચાલાક ઓરત હતી. કીસમ કીસમની હીકમતો અને જાત જાતની તદબીરો તે બોલતાં બોલતામા ઉભી કરતી હતી.

વારતાની સવલતા અને વાંચનારની સગવડ ખાતર કહીસું તો ચાલસે કે સીસીલનુ કાંમ જલદી પાર ઉતારવા મંમામરેએ મરદનવીલના રેહેવાસીની તેજ વખતે મુલાકાત લીધી. કેબીરા સાથ તેની મલી જઇ તુક વખતમા તેનો વીસવાસ મેલવીઓ અને પાછી ફરતાં કેબીરાને પોતાંના મકાંનમા જયાકુતને બાંહાંને તેડી જવામાં તે ફતેહમંદ નીવડી. પોતાની ફતેહના સમાચાર તેજ વખતે તેનીએ સીસીલ ઉપર મોકલી આપીઆ. અમીર સીસીલ આ નવી ખબર જાણતાંજ તારખાનાને નજરે જોવા—પેલો દસતાવેજ મેલવવા—નેકાબદાર કોણ હતો તે જાણવા અને નોટ બુક તેના દીવાનખાનામાં કોણ મુકી ગયુ તે ભેદ મેલવવાની ઉલટમા મંમામરેને ઘર તુરતજ જઇ પુગો.

પણ અરે ખુદા !! એ શું બનાવ !!! વાંચનાર એમ કહીબી બને !!!

બને ! અલબત બને !! આ દોરંગી દુનીઆમા સંસારના ચરખાની જાલંમ તાંત ઉપર પીંજાતા લોકોની હાલતમા નહી બનવા જેવા બનાવોબી બને છે ! !

સીસીલ જેવો દીવાનખાંનામા દાખલ થયો અને જેવી કેબીરા (તારખાના.) ઉપર તેની નજર પડી, તેવીજ તે એક જબરી ચીસ પાડી અજબ થઇ બોલીઓ "લીનદ્રીના"!! મારી દીકરી!! ઓ ખુદા!!"

સીસીલ ચકકર ખાઇ ખુરસી પર ફસડાઇ પડીઓ, અને તેની સુધ બુધ આ બનાવથી ઉડી ગઇ.

હા. પ્રીય વાંચનાર. વાત ખરીછે!! અજબ થવાની કાંઇ જરૂર નથી. તે સુંદર કોઇજ નહી પણ લીનદ્રીનાજ હતી. સીસીલની ભત્રીજી પોતે હતી.

આહા!! શું આવી ફજેતી, આવો નાંમોસી અને આવી હીનપસતીનો કલંક મારા કીસમતમા લાગવાનોજ હતો. "સીસીલ બેધીઆન હાલતમાં બોલીઓ." હું સમજીઓ. આગલા તમાંમ ભેદો હુ વગર સમજાવવે સમજી ગયો. ત્યારે પેલી તારખાંના તે તુંજ.

અંતકરણનો જખુન દંખ હવે નહી તામોસ થવાથી સીસીલ એક બચાંનીકાની ડસકાં ખાંઇ રડવા લાગો. સરવે ભેદોનો ખુલાસો હવે તેને આપોઆપ થવા લાગો. કેબીરાને નામે ગનડાલામા રહેનાર તેજ તારખાના. અને તારખાનાનો ભાગ બજાવનાર તે તેની ભત્રીજી લીનદ્રીના પોતેજ હતી. પેલો નેકાબદાર તેજ બઝીરો અને તેજ બઝીરો તે લીનદ્રીનાનો ખાવંદ તાઇતન હતો. બુધવારને દીવસે તેની નોટબુક લાવનાર અને તેને ભેદભરી રીતે "ફલાવર વાસ" મા મુકી જનારબી તેની ભતરીજી લીનદ્રીનાજ હતી.

અને લીનદ્રીના. પેલી સુંદરરૂપી, રૂપવંતી કંગાલ ઓરત શરમથી કાંપતી પોતાના કાકા સીસીલના પગ આગલ ગુઠણપર પડી સર નીચુ કરી રડવા લાગી.

સીસીલની જબાં બંધ થઇ ગઇ. તેનુ ગલું ફજેતી અને નામોસીની ગરમીથી સુકાઇ જઇ તેની જબાન અંદરથી ખેચાવા લાગી. તે એકદમ ઉઠી બોલીઓ" લીનદ્રીના ચાલ. આ મકાંન આપણ છોડી જઇએ. આપણને વાત કરવા લાએક આ જગા નથી.

લીનદ્રીના. મારી ભતરીજી બેસ. "સીસીલ કેસ્તલના એક ખાંનગી દીવાનખાનામા સીસીલે લીનદ્રીનાને લઇ જઇ કેહેયુ" દીકરી હુ જેબી પુછું તેનો ખરો જવાબ આપસે તો તેમા તુને ફાએદો થસે. તારી તમાંમ ભેદ ભરી હાલત હુ સમજી ચુકો. પણ તારી હકીકત હુ ફરીથી જાણવા માંગુછ કે તેથી તારી હાલની હાલતમાથી ઉગારવાનો મને વીચાર સુજે. દીકરી હુ સમજીઓ. તારી ખરાબીનુ મુલ કારણ તારો ચંડાલ ખાવીંદ છે. તારી ઇજતને ખુવાર કરનાર, મારા નાંમનો નારા કરનાર, મારા કુલને કલંક લગાડનાર તેજ મુજી છે. તેજ ચંડાલે, તેજ નાપાકે તારી ખુબસુરતીનો પોતાની મતલબ ખાતર આવો નીચ અને હલકો ઉપીઓગ કીધો. ધીકકાર તેના જેવા ખાવીંદો ઉપર.

કાકાજી મારા જેવી કંગાલ—મારા જેવી દુઃખી અને ગુનેહગારનો હાલ સાંભલી તમો વધારે દુખી થસો" લીનદ્રીના રડતી આંખે બોલી " અરે આ ધરતી ફાટી મને ગલી કાં નથી જતી કે મારા જેવીની હસતી નાબુદ થાય.

તારી કસુર અને તારાં પાપ ગમે તેવાં જબુન હશે પણ હું તુને ઠપકો આપનાર નથી "સીસીલે કેહેયુ."

પણ કાકાજી મરદની જાતને એવી કસુર માટે કાંઇબી શરમ કે નામોસી રેહેતી નથી. તુઓને દરેક રીતની છુટ હોયછે "લીનદ્રીના બોલી" ઓરત જાતને એવી કસુર ખુનબેખથી ઉખેડી નાખેછે.

લીનદ્રીના "સીસીલે સવાલ કીધો" શાહાજાદાને ફુસલાવવાની તુને ફરજ પાડનાર કોણ હતો?

તાઇતન. મારો ખાવીંદ તાઇતન પોતે. "લીનદ્રીનાએ જવાબ દીધો."

પેલો નેકાબદાર તે કોણ? "સીસીલે સવાલ કીધો."

તાઇતન. મારો ખાવીંદ. "લીનદ્રીનાએ જવાબ દીધો.

પેલો દસતાવેજ જે ઉપર શાહાજાદાની સહી લીધી છે તેમાં શું લખેલું છે વારૂ? "સીસીલે સવાલ કીધો."

કાકાજી "લીનદ્રીના બોલી" તમે જાણુતા હશો કે થોડા મહીનાની વાત ઉપર "તેશમંન"નું ખુંન મારા ધણીને હાથે થયું હતું. કાએદાની ગુંગાલમા તે સપડાયલો હતો અને પુલીસે તેની પુઠ પકડેલી હતી. હમો નાહાસી પેરીસ જઇ રેહાં, તોપણ હરપલ પકડાઇ જવાની તેને ધાસતી રેહેતી હતી. એવી હાલતથી બેજાર થઇ આખરે તેને લંબાન વીચાર કરી પોતાના ગુનાહની લખીત માફી શાહાજાદા પાસ મેલવવાની તેને એક તદબીર સોધી કહાડી મને તેમા સામેલ કીધી. એક ઇજ્જતદાર ઓરત તરીકે મને શાહાજાદો ઓલખે નહી એવી મતલબથી મને તુરકી લેબાસ અખતીઆર કરવાની તાઇતને ફરજ પાડી અને મને તારખાનાનું તુરકી નાંમ ધારણ કરવું પડ્યું હતું. તમારી નોટબુકનુ ૨૦૦ ગીનીનુ ઇનામ બુધવારને દહાડે તમારી પાસથી લાવવાની તે મને ફરજ પાડવા લાગો. મે જયારે તે લેઇ જવા ના પાડી ત્યારે તમો ઉપર મારી પાસ ચીઠી લખાવનાર પણ એજ હતો. હું પોતે તે નોટબુક તમો પાસ લાવી હતી. કાકાજી તમો જે વખતે ગીની લાવવા મને એકલી દીવાનખાનામાં મુકી ગયા તે વખતે મે તમારી નોટબુક ફુલાવરવાસમાં મુકી દીધી હતી.

આ સઘલા ભેદભરેલા બનાવનો ખુલાસો કેવી અજબ જેવી રીતે થયો "સીસીલ બોલીઓ" લીનદ્રીના પુરડના. દીકરી દુ:ખી નાથા. હું કસંમ ખાઇ કેહુછ કે સરવે ગઇ ગુજરી હું ભુલી જાઉછ. હવે એકજ વાત તુને પુછવાની બાકી રેહીછે. તે ખરીજ કેહેજે. કેહે દીકરી કે તારા ખાવીંદ તાઇતનનો એટલો બધો જુલંમ અને માર તુ શું કારણ ખમે છે. તેને તારી ઉપર આવી રીતે તું ફાવી જવા દીએ એવી તુ ઓરત નથી. એ બનવા જેવું નથી લીનદ્રીના. ફકત ધમકી અને જબરીથી તુ આવી બદફેલીમા પડવા તઇઆર થાએ એ મારા માનવામાં આવતું નથી. વલી તું કાંઇ તેને ચાહાતી નહી હતી. તારો પ્યાર તો ધીકકારમા બદલાઇ ગએલો મને ઇઆદ છે. તારે એ કેમ બને? નહી. એમા કાંઇ બીજોજ ભેદ છે. તુ તેના હાથમા કોઇ બીજી રીતે ડબાયલી હોવી જોઇએ.

મારી દરેક નવી વાત મારી નામોસીની સંખીયા વધારતી જાએ છે. "લીનડીના ડસકાં ખાઇ બોલી" મારી પસંદગીનો ખાવીંદ દગલબાજ નીકલીઓ. તેની સાથ સુખના રેહેવાની મારી આસાની ધુલધાની થતી મે તુરતજ જોઇ. જુગારનો લખ અને દારૂનો શોખ તેને બેહદ વધી ગયો. બદફેલીઓની સોબતમાં બુરે રસતે તે એટલી તો ઝડપથી ઉતરી પડીઓ કે રાત સારી તે ભટકી બાહાર ગુજારી સહવાર પડતાં મારી ઉપર જુલમ અને ઘાટકીપણુ ગુજારવા તે ઘેર આવતો. મારી તરફ તે બીલકુલ બેદરકાર રેહો. મને તે ભુલી ગયો. મારી તરફ તે બેવફા થયો અને અફસોસ !! મારી જવાનીમા હુ કમનસીબ:—

બસ. હું વધારે પુછતો નથી. "સીસીલ બોલી ઉઠીઓ" હુ સમજીઓ.

મારા ભાઇ રોલન સાથ જે કજીઓ ગએ વરસ મને થયો તેનુ એજ કારણ હતું. "લીનડીના બોલી" અફસોસ. તે દીવસથી એક મા જનીઆ ભાઇનો પીઆર અને મદદ હુ ખોઇ બેઠી.

એ વાત હવે બંધ કર. "સીસીલે કહેયુ." મારૂ સાંભળ. લીનડીના આવી કીસમની જીદગી હવે તુ છોડીદે. હુ જાણુછ કે તારો ધણી પઇસાની તંગીમાછે. તેને જઇને કેહે કે જો તે તુને છોડી હીનદુસ્તાન કે આસ્ત્રેલીઆ જઇ રેહે તો તેના ગુજરાન સારૂ હું એક હજાર ગીની દર વરસ તેને પોહોચતી કરવા બંધાઉછ.

હુ જાઉછ કાકાજી. "લીનડીના તુરતજ જવા ઉઠી" કાલે નહી તો પરમ દહાડે હુ એનો જવાબ તમુને કેહેવા જરૂર આવસ.

લીનડીના પોતાના કાકાને ભેટી રડી પડી અને સીસીલે તેને દીલાસો દઇ વીદાય કરી.

## પ્રકરણ તીસમું.

### એક નનામું કાગજ.



"તું ચાહે તે કર પણ હવે મારે તારી સાથ રેહેવુ નથી."

"હુ એટલી રકમ કબુલ કરતો નથી."

"તુ નહી કબુલ કરે તો શુ થયુ, પણ:—

ચુપ ચંડાલ મુગી મર. હુ તારો ધણી છેઉ. તારો હકદાર માલેક છેઉ. તુ જો મારૂ ઘર છોડી તારા કાકાને તીઆં જસે તો તીઆથીબી તુને ઘસડી લાવવાની મને સતા છે. મને વધારે છેડતી ના નહી તો ઇઆદ રાખ કે પેલી ઘોર પાછી ખોદાવસ—તેમાથી પેલું મુરદુ અને તારો પેલા રેસમની દોરીવાલો દાદર બાહાર કહડાવસ. તું એમ સમજેછ કે મે તે મુરદાંને પીછાનીયું નથી. નહી. તેમ ના સમજતી. જો કે તેનો ચેહેરો કોહી સડી ગયો હતો પણ મે તેને જોતાજ પીછાણીઓ.

આ મારામારી ગનડાલામાં લીનદ્રીના અને તેના ખાવીંદ વચે ચાલી છે.

શુ મારી ભલાઇનો તુ આવો બદલો આપે છે ? "લીનદ્રીના બોલી"

ભલાઇ ! "તાઇતને જવાબ દીધો." ભલાઇ શું. શું ભલાઇ તેં મારી સાથ કીધી ? હીસાબ તો ખુલ્લો છે. જો સાંભલ. તેશમનનુ મારે હાથે ખુન થયું. હું આ દેશ છોડી તુને લેઇ દુર દેશ નીકલી ગયો. મેં એક ખુન કીધું. હવે તેજ રાતે તું એવકા બદફેલ મારી ગેરહાજરીમા પારકાને ઘરમા દાખલ કીધો, અને જ્યારે હું આવી લાગો તીઆરે તેં તેને પેટીમા છુપાવી ગુંગલાવી મારી નાખીઓ. તેં એક ખુંન કીધું. આપણ બેઉ ખુની થયાં. હવે મારા ગુનાહાની સજામાથી બચાવવા તેં શાહાજાદા પાસ માફી લખાવી લીધી. મેં તુને બચાવવા પેલાં મુરદાંને પેટીમાથી કાહાડી ખાડો ખોદાવી દફન કીધું. જેમ તે મને બચાવીયો તેમ મેં તુને બચાવી. હું કબુલ કરૂછ કે તારી ખરાબી થઇછ. પણ તેમા તારી પોતાની કસુર છે. ભલું તો તારે સારૂ એજ છે કે ખામોશી પકડવી.

લીનદ્રીનાને તાઇતનનુ લંબાન બાશાન સાંભલતા કાંઇ નવો વીચાર સુજ પડીઓ. તુરતજ તે ખામોશી પકડી તાઇતનના વીચાર સાથ મલી ગઇ અને સલાહ સંપજથી તેઓ પાછાં હલી ગયાં. લીનદ્રીના જેવી પોતાના ઓરડામાં ગઇ તેવીજ દરવાજો બરાબર બંધ કરી નીચલું કાગજ લખવા માંડીયું.

## પુલીસ કોર્ટના વડા મેજીસ્ત્રેટ જોગ.

સાહેબ.

તાઇતન નામનો શખસ જેને નામદાર તેશમનનુ ખુંન કીધું હતું અને જેની સાંમે કોરોનરની જુરીએ જાનીખુન્ન ખુન કરવાનો આરોપ મુકીઓ હતો તે હાલ મરદનવીલવાલાં મકાનમાં બઝીરોનુ ખોટું નામ ધારણ કરી રેહે છે. આ કાગજ લખનાર સરકારને અરજ કરેછ કે આ દસકત તેની નજરે પડે નહી.

લા૦

**નનામું**

આ કાગજ પરબીડામાં બંધ કરી વડા માજીસ્ત્રેંટનુ સરનામુ લખી લીનદ્રીનાએ તેજ વખત પોતાના નોકરને સારાં જેવાં ઇનામની લાલચ આપી રાતો રાત નજદીકની કોઇબી ટપાલની પેટીમા નખાવીયું અને પોતે આવતી કાલે શું નવો બનાવ બને છે, અને આ કાગજનુ શું સેવટ આવેછે તેનો વીચાર કરતી ભર નીંદમા પડી.



# પ્રકરણ એકત્રીસમું.

## કાગજનું પરીણામ.




નદ્રીના. "બીજે દીવસે સહ્વારના તાઇતન મજાકમા બોલીઓ" વાહાલી લીનદ્રીના તારો મીજાજ ઠેકાણે છે. ગઇ રાતનો ગુસ્સો નરમ પડીઓ. કેમ તારે છુટું પડવું છે?

નહી તાઇતન. "લીનદ્રીના ફરેબની બાજી ખેલવા લાગી." ગુસ્સાની ગરમીમા હુ બોલું ખરી પણ મારૂ દીલ કદીબી તુંથી નહી ફરે. ખ્યાલ કર કે મે તારે ખાતર મારી ઇજ્જતનુ શું કીધું. વીચાર વાહાલા તાઇતન કે લાખોની મારા કાકાની દોલત તજી—જાન કરતાં વાહાલા મારા ભાઇ રેલંનને પડતો મુકી તારી સાથ પરણી આ ફેને પુગી તે શા કારણ. તારી મોહોબત ખાતર. પ્યાર ખાતર. મારા કાકાએ મને એવી અરજ કીધી ખરી પણ વીચાર કરતાં પાછલથી મને તે બેહુંદી લાગી. તાઇતન તું મારો તે મારોજ. જીવવું તેમજ મરવું હવેતો તારીજ સાથ.

આ વાત ચાલતી હતી તેટલાં એક જબરા ધડાકા સાથ દરવાજા બાહારથી કોઇએ ઉઘાડી નાખીઆ અને એક ઉંચા કદનો અને મજબુત બાંધાનો શખસ દરવાજા વચે ઓસતવાર ઉભો રેહો. તાઇતને તેને જોતામાજ ઓલખીઓ અને તે પોતાની હાલત સમજી ગયો. લીનદ્રીના એક જબરી ચીસ પાડી તાઇતનને વલગી પડી.

બઝીરો ઉરફે તાઇતન તસકન "પેલો શખસ ધાડા અવાજે બોલીઓ" તમે મારા બદીવાન છેઓ. હુ દલગીર છેઉ કે મારે માથે તમુને પકડવાની દુ:ખભરી ફરજ આવી પડી છે. તાઇતન મારી સાંખે થવુ ફોકટ છે, સબબ મારાં માણસોએ આ મકાન ચારે બાજુથી ઘેરી લીધું છે.

તબારી "તાઇતને હીમતથી સવાલ કીધો" તમે શુ સતાથી મને પકડવા માંગોછ.

ઓ ખુદા—મારા તાઇતન. "લીનદ્રીના હવે રડી ધોંગ કરવા લાગી" એ શું આફત. અરે! એ તો સરકારનું આદમી છે!!

તાજના બાદશાહી હુકમથી અને વડી અદાલતના નીયાએધીસના પરવાનાથી ગયા જુન માસમાં નામદાર તેશ્મનનુ ખુન જાનીબુજી કરવાના વાંક માટે તમુને હુ કેદ કરૂછું.

આ બોલ બોલતાજ બે મજબુત માનસોએ દીવાનખાનામાં ધસી જઇ તાઇતનને હાથે બેડી ઠોકી દીધી.

ઓ! અરે!! "પેલીએ એક જબરી ચીસ પાડી" કોઇ આવો. અરે કોઇ છોડાવો.

કાંઇ ફીકર નહી જીગર. "તાઇતને દીલાસો દીધો" હીમત રાખ. તબારી હુ તારો કેદી છેઉ. હુ વગર આનાકાનીએ તારી સાથ આવવા તઇઆર છેઉ. પણ તે આગમજ મારી મોહોરદાર સાથ મને જરા વાત કરવાની રજા આપવી.

લીનડીના. વાહાલી લીનડીના. "તબારીની રજાથી તાઇતને લીનડીનાને ધીમે આવાને કેહ્યું" હુશીઆરી રાખ. પેલુ માફી પત્તર તપાસી રાખજે. શાહાજાદાને હવે એ માફીની વાત જાહેર કરજે. સીસીલ કેસલમાં તે હમેશ આવે છે ત્યાં તે તુને મલશે. વાસતે હવે શું કરવુ તે સરવે તું બરોબર જાણેછ. હુ જાઉછ અને ખુદા કરસે તો હુ છુટો થવસ. તુ શાહાજાદાને મલી કાલે નહી તો તારી ફુરસદે જરૂર મને મલવા તુરંગમા આવજે. મીઠી લીંદા સાહેબજી.

ફરેબી લીનડીના રડતી આંખે તાઇતનને વલગી પડી આ સંકટ ભરીઆ બનાવથી દુઃખી થતી હોએ તેમ ઢોંગ કરવા લાગી. તાઇતને તેણીને દીલાસો દીધો અને બાહાદુર તબારી તાઇતનને તેની મોહોરદારથી છુટો કરી, તુરંગમા લેઇ ગયો.

---

# પ્રકરણ બતરીસમું.

## અબલાનો હીમાએતી—એક નવો ભેદ.



પનો જવાન મુસાફર જાસેલીન એક નીરદોશ અબલાના દુઃખની દાજ હઇડે ધરી તેની દાંમનને કલંક લાગતો અટકાવવા તથા તેના દુશમનોથી હુશીઆર રેહેવા જીનીવા તરફ મુસાફરી કરવા નીકલી ચુકો છે.

કેરીનથીઆની નવજુવાંન ખુબસુરત બેટીઓ પણ બાનુ સીસીલને ફસાવવા માટે તેના ખાવીંદ અમીર સીસીલના હુકમ પરમાણે જીનીવા તરફ જવા નીકલી ચુકી છે.

આપની વારતાના જમાનામાં જીનીવાની મુસાફરો પેરીસને રસ્તે સેહલ પડતી હોવાથી આપનાં મુસાફરો એજ મારગે કુચ કરતાં હતાં. કાંઇ અચાનક સંજોગો વચ્ચે જાસેલીન સાથ તેઓએ પેરીસના "ટીનટાંઉ" નામના જાણીતાં હોટેલમાં ઉતારો લીધો અને તીઆં તેઓ વચ્ચે ઓલખાંન થઇ.

કેવો સંજોગ !! ખુદ ખુદરતજ નીરદોશની લાજ રાખવા આવા સંજોગો બરપા કરે છે. જાસેલીન આ નવજવાન ઓરતો સાથ ઓલખાન થવાથી ખુશી થવા લાગો, સબબ તે ધારતો હતો કે હવે આ ગુમરાહા છોકરીઓને સમજાવી આવાં જખુન કામથી હાથ ઉઠાવવાની તે તેમને ફરજ પાડસે.

જાસેલીનની ખુબસુરતી અને સજધજથી આ સુંદર છોકરીઓ છક થઇ ગઇ હતી. એક હાથ ઉપર જાસેલીન પેરીસથી પોતાની મુસાફરી આગલ વધે તે આગમજ પોતાના વીચારો તેઓને જણાવવાની તક સોધતો હતો, તીઆરે બીજા હાથ ઉપર કેરીનથીઆની છોકરીઓ જાસેલીન સાથ પોતાની મીતરાચારીનો ગાઢ વધારવાની વેતરણ કરતી હતી. પણ જાસેલીને વખત ખોવામા સલામતી વીચારી નહી. તેને

પેહેલીજ તર્કે ત્રણમાની મોહોટી બેહનને કેહેયું" બાંનુ નેસતા, મારે કાંઇ ખાનગી વાત તમારી સાથ કરવી છે."

જાસેલીન "નેસતા ખુશી થઇ બોલી" તમે જેણો બોલો તે સાંભળવા હું ખુશી છઉ.

બેસો બાંનુ "જાસેલીને કેહયું." મને કેહસો નેસતા કે તમે જીનીવા કોણને તીઆં જાવોછ ?

જાસેલીન "નેસતાએ જવાબ આપીઓ" હમો ત્રણે બેહનોને બાનુ સીસીલના રસાલામાં સામેલ થવાનો હુકમ મલેલો છે. બાંનુ સીસીલ તબીબોની સલાહથી હાલ જીનીવામા રેહે છે. અમીર સીસીલને તેની તબીએતની મોહોટી ફીકર છે જાસેલીન.

અંહ ! અને તમારી સાથ પેલી બીજી ઓરત કોણ છે ? "જાસેલીને પુછીયું."

ઇટાસકા "નેસતાએ જવાબ દીધો" મારી માદરે હમારી દેખરેખ રાખવા એને હમારી સાથ મોકલી છે.

નેસતા "જાસેલીન બોલીઓ" ખુદા ખાતર બસ કરો. સાંભલો. તમારી બેહેન ફીબીને હુ ઓલખુછ. તે મને મલી છે અને તેને મને તમારા તમામ ભેદભરમની વાતથી જાણીતો કીધો છે. મારે એટલુંજ કેહવુ છે નેસતા કે જે કાંમ કરવા તમે હીમત ધરી છે તે એવું તો જબુન છે કે તેથી જનમ સુધાની નામોસી તમારે કપાલે ચોંટસે. વાસતે એ કાંમથી હાથ ઉઠાવો.

શું જાસેલીન ફીબી તમુને મલી !! "નેસતા ગભરાટમા પડી બોલી" શું તેને હમુને ફસાવીઆ. પણ તે હાલ કાંહા છે ?

તે બીલકુલ સલામત છે. "જાસેલીન બોલીઓ" નેસતા, બાનુ સીસીલની જાશુસી કરવાનું કાંમ જેમ તમે તમ બેહેનોએ માથે ઉઠાવીયુ છે તેમ તે નીરદોશ નારને બચાવવાનું કાંમ મે મારે માંથે લીધું છે. મારૂ પોતાનું સુખ, મારી ઉંઘ અને ભુખ સરવે તરક કરી મે આ મુસાફરી સરૂ કીધી છે. તમો જો એ વાતથી હાથ નહી ઉઠાવસો તો આપણુ એક બીજાના હરીફ થઇ પડસું. પછી જોઇસું કે ફતેહ કોણની છે. ઇઆદ રાખો કે ફતેહ આખરે નેકીની છે.

પણ જાસેલીન તમે હમુને શું કેહવા માગોછ "નેસતા આ વાત સાંભલી રડમસ થઇ બોલી." તમારી મતલબ તો સમજાવો ?

એક નીરદોશની ખુવારી ના કરો. "જાસેલીને કેહેયું" દુઃખીને તેના દુઃખ ઉપર ડાહામ ના દેવો. નેક અસમતને કલંક ના લગાડો. અબલાજાતની ઇજત અને દામનનો બચાવ કરો. જો તમે મારૂ કેહેયું માની એ કાંમથી હાથ ઉઠાવી પાછાં તમે તમારે મુકામ ફરો તો હુ તમારો સાચો મીત્ર થઇ રેહેવસ અને નેસતા હું તમુને એક ખરા ભાઇના પ્યારથી ચાહાવસ.

અને તેમ જો હમો નહી કરીએ તો "નેસતા બોલી"

તો હું એકદંમ જીનીવા નીકલી જવસ "જાસેલીને જવાબ દીધો" તીઆ જઇ બાંનુ સીસીલને તમારી ચાલચલન—તમારા કુદ કરેબ અને દીલુરથી જાણીતી કરસ. તેમ કરી તેને તેની હુશીઆરીમા રાખસ. તેની નોકરીમાથી તમુને બરતરફ કરાવસ એટલે બુરાંમા બુરી બેઆબરૂત અને નામોસી લેઇ તમુને તમારે મુકામ પાછુ કરવું પડશે.

નહી નહી જાસેલીન—ભલા જાસેલીન—દોસત જાસેલીન એવી રીતે બેરેહમ ના થા. એટલો ઉતાવલો ના થા "નેસતા રડી પડી બોલી" હમે પાછાં કેમ કરીએ. હમુને પાછાં કરવાનો હુકમ કાંહાછે. તું જરા સબુર કર. ઇટાસકાની સાથ હમુને મસલત કરવા દે. શુ એવી રીતે એક ત્રણ અબલાને તું ખુવાર કરવા ધારેછ ?

તીઆરે શુ એક નીરદોશ બાનુને તમે તન અબલા ખુવાર કરવા ધારોછે "જાસેલીને કેહેયુ" તમો શુ જાણતા નથી કે બુરાની સાથ ભલાઇ કરવા એ ભલાની સાથ બુરાઇ કરવા કરતાબી વધારે ખરાબ છે. નેસતા તું જા. ઇટાસકાને એ વાતની ખબર કર. આજથી ત્રણ દીવસ હુ તમારા જવાબ સારૂ બોટી રેહેવસ અને તીઆર પછી હુ જીનીવા મારે કામે નીકલી જવસ.

જાસેલીન નેસતાને આવી રીતની ધમકી આપી ચાલી ગયો અને નેસતાએ જાસેલીનનો આ પૈગામ ઇટાસકા તથા પોતાની બેહેનોને કેહી સંભલાવીઓ. ઇટાસકા આ નવી ખબરથી હેબતી ગઇ ખરી પણ તે સેહેલથી હારી જાએ એવી ઓરત નહી હતી. તેનીએ આ ત્રણે બેહેનોને તારીફ લાએક હીમત આપી અને નેસતા પાસ ફેરીનથીઆ ઉપર આ નહી ધારેલી હરકતનો તમામ હેવાલ લખાવી એક ખાસ કાસદને તે કાગજ ફેરીનથીઆને હાથોહાથ આપી જવાબ લાવવા એકદંમ રવાના કીધો.

*        *        *        *

આજે તન દીવસની આપેલી મેહેતલ પુરી થવાથી જાસેલીન નેસતાના જવાબની ઇનતેજારીથી દર પલ રાહા જોતો હતો તેવામાં નોકરે બાહારથી દરવાજો ઉઘાડીઓ અને એક સખસ ઓરડામાં દાખલ થયો.

માસતર જાસેલીન. "પેલો શખસ કડક અવાજે બોલીઓ" તમો મારા બંદીવાન છેઓ. તાજના કાયદા પરમાને તમુને પકડવાનુ આ રેહેયુ "વારંટ"

આ સખુનો સાંભલી જાસેલીનની અજાએબી તેમજ ગુસ્સાનો પાર રેહો નહી. તોપણ ધીરજ રાખી તેને સવાલ કીધો "બહીવાંન !! શુ કારણ અને કીઆ ગુનાહા માટે !!

તમારૂ ખરૂ નાંમ છુપાવી જાસેલીનનુ બોટુ નામ ધારણ કરી ગાંમેગામ મુસાફરી કરવાના ગુનાહા માટે "પેલાં પુલીસના માનસે કેહયું" તમુને છુપા નામમા મુસાફરી કરવાની શુ જરૂરછે. તમે કોઇ જાસુસ હોવો એમ લાગે છે. તમારો "પાસ પોર્ત" મા પણ એજ નામ છે.

પણ સાહેબ એ બાબદસર હું ખુલાસો આપવા તઇઆર છેઉ. "જાસેલીને જવાબ દીધો" મારૂ ખરૂ નાંમ :———

ખુલાસાની મને જરૂર નથી "પેલાએ કેહેયુ" તમે નાપુકર જતા નથી એટલે ખસ છે. હાલ તુરત તો મારી સાથ તમુ ને આવવુ પડશે.

બીચાર ! જસેલીનની કાંઇબી તકરાર કે ખુલાસો પુલીસના વડાએ સાંભલવા સાફ ના પાડી તે પોતા સાથ બંદીખાનામા જબરીથી તેને લઇ ગયો અને તીઆં એક નાહાનાં જેવા ઓરડામા તેને કેદ કરી દરવાજા બાહારથી બંધ કરી લીધા.

એ શું નવો ભેદ ! ! એ જસેલીન કોણછે ! ! તેનુ ખરૂ નામ શું છે ! ! પણ વધારે જાણવા જોગ તો એ છે કે જસેલીનને ફસાવનાર કોણછે ! ! !

---

# પ્રકરણ તેત્રીસમું.

## છ હજાર ગીની કોણ જીતી ગયું. એક ફીતુરીનો ફરેબ.



સીનદરા પરણી ગઇ છે. અને તેને લગભગ પંદર દીવસ થયા છે. એ પરણેલું જેકું "નવું જુનુ" થઇ ગયું છે. પણ પેલાં ઇનામનુ શું થયું ?

તે ઇનામ આપવા અમીર સીસીલે પોતાને તીઆં ઠેડાવ પરમાણે આજે સભા બોલાવી છે. મેલાપનો વખત સાંજના છ વાગાનો મુકરર કરેલો હોવાથી મીતીંગના "મેમબરો !" વખત સર આવવા લાગા અને બરાબર છ વાગે કાયદા પરમાણે કામ ચાલીયું.

કરનલ કારકરૂને દરખાસ્ત કીધી અને અમીર ઉસમને ટેકો આપીઓ અને એક મતે એવો ઠેડાવ થયો કે અમીર સીસીલે સભાની ખુરસી લેવી. અને હવે કાયદા પરમાણે આ "ફરમાસુ" કારભારનુ કામ ચાલીયું.

ગ્રહસ્થો "સીસીલે ખુરસી લઇ બોલવા માંડીયું" આ છ હજાર ગીનીની રકમ હું તમારી હજુર મુકું છઉ. કેસીનદરાને જીતી જનાર સખસનો એ રકમ ઉપર હક છે. એ હક જેબી ધની ખાતરી પુરવક સાબેત કરશે તેને હું આ રકમ આપવા તઇયાર છઉં. પણ ગ્રહસ્થો તમુને હું ખાસ જણાઉછ કે કોઇએબી પોતાના મીજાજને ખોઇ સુલેહનો ભંગ કરવો નહી. સરવે કોઇએ પોતાના મીજાજ કાબુમાં રાખવા સબબ મામલો ઘનો ગંભીર બનેલો છે. મને જણાવવાની ફરમાસ થઇ છે કે આ ઇનાંમ ઉપર બે જન પોતાનો દાવો રજુ કરે છે. વાસતે ધીરજ અને વીચારથી કાંમ કરવાની હું તમુને ભલામન કરૂછુ. હું સવાલ કરૂછ કે સોમવારે અમીર ઉસમંનની વારી હતી. અમીર ઉસમંન તમે શુ કેહો છો ?

હું કબુલ કરૂછ કે મારી હાર થઇ છે. "ઉસમને જવાબ દીધો."

મંગલવાર. સર સુલીવાન તમારે કાંઈ કેહેવું છે ? "સીસીલે સવાલ કીધો"

મારે કાંઇ કેહેવુ નથી. "સુલીવાને ટુંકમાજ જવાબ દીધો"

બુધવાર. કરનલ કારકરૂન તમે શુ કેહેવા માગોછ ? "સીસીલે પુછયું"

ગ્રહસ્થો "કરનલે સભા હજુર ઉભો થઇ બોલવા માંડીયું" જો કે આપન સરવે એક બીજાના મીત્ર છઇએ તોપણ મારા બોલવાથી કોઇએ અપમાન લેવુ નહી. આ ઇનામનો ચુકાદો કરાર પરમાણે થવો જોઇએ. પણ ખરી વાત કેહતા મને ઘનોજ સંતાપ થાય છે કે મારો મીત્ર હેકટર જોકે સનીવારે કેસીનદરા જીતી ગયો છે પણ મે તેની આગમજ કેસીનદરા ઉપર ફતેહ મેલવી છે.

આ ખબર સાંભલતાજ સભામાં સરવે ડોલા ફાડી એક બીજાને જોવા લાગા. શાહાજાદો વીચારમાં પડીઓ. તેવામા સીસીલે કાંમ આગલ ચલાવવાની મતલબથી સવાલ કીધો "ભેસપતવારે શાહાજાદાની વારી હતી ?

મે મારી હરીફાઇ ભેસપતવાર આગમજ પાછી ખેચી લીધી હતી. "શાહાજાદાએ જવાબ દીધો.

સુકરવારે મારી પોતાની વારી હતી. "સીસીલ બોલીઓ" હુ મારી કોશેશમા નીશફલ થયો હતો. હવે શનીવાર. હેકટર તમારે કાંઇ કેહવું છે ?

ખચીત. "હેકટર બોલીઓ" સનીવારે મે કેસીનદરાની મુલાકાત લીધી. તને મારો પ્યાર કબુલ કીધો અને મે તેની ઉપર ફતેહ મેલવી તેને મારી હકદાર પરણેતર બોહોરદાર કીધી. પણ જો કારકરૂન એવુ સાબેત કરી આપે કે સનીવાર આગમજ તેને કેસીનદરા ઉપર ફતેહ મેલવી હતી તો આવા સંજોગો વચે તે જાણી હુ કદીબી દલગીર થનાર નથી.

હુ મારો હક સાબેત કરવા તઇઆર છેઉ "કારકરૂન જવાબ આપવા ઉઠીઓ" ગ્રહસ્થો બુધવારે બોરજીઆ હાલમાં આપેલી જયાફતમાં મારૂ જવું થયુ હતું. કેસીનદરા પણ તીઆ આવેલી હતી. બાનુ બોરજીઆએ મને કેસીનદરા સાથ પીછાણ કરાવી હતી. વખત હમો બંને જને તીઆં કેવી રીતે ગુજારીઓ તે લંબાનથી કેહવાની કાંઇ જરૂર નથી. એટલું કેહવું બસ થસે કે ખાનાથી ફારેગ થઇ હમો બાગમા ફરવા નીકલીઆ અને તીઆં ફુલોની ઘટાથી બનેલા ઝરૂખાવાલી એકાંત જગામાં મે કેસીનદરાને સમજાવી, અને તેનીએ સુકરવારે સાંજના છ વાગે મારા મકાનમા મને મુલાકાત આપવાની કબુલાત આપી હતી. તે કબુલાત તેને પુરી પાડી હતી.

શુકરવારે સાંજના છ વાગે !! "સીસીલ વીચારમા પડીઓ. સબબ સુકરવારે સાંજના છ વાગાથી નવ વાગા સુધી તો કેસીનદરા સીસીલ કેસલમા પેલી તીલસમાતી ખુરસીમા કેદ પડી હતી. આ વાત ચાલતી હતી તેત્રાંમા દીવાનખાનાના દરવાજા ઉઘડી ગવા અને કેસીનદરા મારગન અને ફરગાટી દાખલ થયાં.

નામદાર શાહાજાદા "કેસીનદરાએ તુરતજ બોલવા માંડીયુ" અને ગ્રહસ્થો. મે કરનલનું કેહેલું સાંભલી લીધુ છે. આ જગા ઉપર આજે સા કારણ તમે મલનાર હતા તે હુ જાણતી હતી અને તેટલા માટે મારો બચાવ કરવા હુ હીઆં કેવારની મારા સાખસી સાથ આ દીવાનખાનાની બાહાર ઉભી રહીછું. મે મારી ઉપર મેલાએલાં નીચ બોહોતાંનની વીગત સાંભલી લીધી છે. હવે મારા બચાવની હકીકત સાંભલવાની તમે મેહરબાની કરો.

ખચીત હમારે બચાવ સાંભલવો જોઇએ "સીસીલ કેસીનદરાને જોઇ અજબ થઇ બોલીઓ." હમો સાંભલવા તઇઆર છઇએ.

ગ્રહસ્થો. મારા બચાવમાં મારે ઘનું કેહવું નથી "કેસીનદરા બોલી" મારે ફકત બે સાખસીઓની જબાનીથી તમારી ખાતરી કરવી છે. કેપટન મારગન મારો પેહલો સાખસી છે તેની જબાની સાંભલો.

જે બુધવારે બાનું બોરજીઆને તીઆં ધુમધામ ચાલતો હતી "મારગને જબાની આપી" તે રાતના હું અને મારો દોસત ફરગાટી બોરજીઆના બાગમા ઝરૂખાની બાહારની બાજુની ઝાડીમાં ધુપાઇ બેઠા હતા. ગ્રહસ્થો. મને જણાવવું જોઇએ કે કેસીનદરાની પાછલ હું એક જાસુસ તરીકે ફરતો હતો અને તેમ કરવાં માટે મને ખાસ રોકેલો હતો. તે રાતના કરનલ કારકરૂન અને કેસીનદરાં ફરતાં બાગમા આવી લાગાં. ખરી વાત છે કે કારકરૂને કેસીનદરાના પ્યારની માંગની કરી હતી. પણ કેસીનદરાએ તે ધીક્કારથી ના પાડી હતી. કેસીનદરાને ફસાવવા તેના મીત્રોએ સરત મારી છે એમ કારકરૂને બોલાસો કરી વધુ જણાવીયું કે તેની (કેસીનદરાની) ઇજત તેના હાથમા છે. તે તેણીને બેહોરમત કરસે અને દુનીઆની નજરમાં તેણીને હલકી અને નીરલજ બનાવતાં તેને કાંઇ વીલંબ લાગનાર નથી. કારકરૂન તીઆથી જતો રેહો અને મે તુરતજ ઝાડીમાથી બાહાર નીકલી કેસીનદરાને મારૂ નામ ઠામ આપી કાંમ પડે તો જબાની આપવા મે મારી મરજી દેખાડી હતી.

આ માનસની જબાનીથી મારૂં કેહલું કાંઇ ખોટું પડતું નથી "કારકરૂને કેહયું"

ગ્રહસથો "કેસીનદરા બોલી" કરનલ કારકરૂન મારગનની જબાની ઉપર શક લેઇ જાય છે, તો હવે હું એવા એક સાખસીની જબાની રજુ કરૂછ કે તમો સરવે એક મતે તે જબાની કબુલ કરશો. મારો બીજો સાખસી અમીર સીસીલ છે.

સીસીલનુ નામ સાંભલતાંજ સભા ચુપચાપ થઇ ગઇ અને સીસીલ કેસીનદરાના સવાલનો જવાબ આપવા તઇઆર થઇ ઉભો.

અમીર સીસીલ "કેસીનદરાએ પુછીયું" કરનલ કારકરૂન કેહે છે કે સુકરવારે સાંજના છ થી નવ હું તેની સાથે હતી. હું સવાલ કરૂછ કે શું એ વાત કરી છે ?

એ વાત બીલકુલ ખોટી છે. "સીસીલે જવાબ દીધો" સુકરવારે સાંજના છથી નવ સુધી બાનુ કેસીનદરા મારી મુલાકાત લેવા આવી હતી.

એક અબલાની ઇજતનુ વજન કરવા બેઠલા સાહેબો "કેસીનદરા બોલી" મારો બચાવ હું બંધ કરી તમારો ચુકાદો જાણવા માંગુછ.

બાનુ કેસીનદરા "સીસીલ ચુકાદો આપતાં બોલીઓ" તારી હીમત અને હુશીઆરી પર આફરીન હોજો. તારા જેવી ઇજત જાલવનાર—હરીફો સાંમે બાથ ભીડનાર-લોભ લાલચ સાંમે ટક્કર લડનાર ઓરત ઘણીજ થોડી હશે. ગ્રહસ્થો આ છ હજાર ગીનીનુ ઇનામ આજે હેકટરે મેલવીયું છે. હમો તેને ખરેખર ભાયગસાલી સમજી મુબારકબાદી આપીએછ. ખરો સુખી ખાવીંદ તેજ કે જે તારા જેવી ખુબસુરત, તારા જેવી નેક અને તારા જેવી સદગુણી ઓરત પામે.

# પ્રકરણ ચોતરીસમું.

## તાઇતનની "સેસન"મા તપાસ.




ક્રાની તાઇતન અંતે પોતાની પરણેતરના ફીતુરનો ભોગ થઇ પડીઓ. તેશમનના ખુંનના વાંક માટે એક તબારીએ "વારંટ"ની રૂએ તેને પકડી કેદ કીધો હતો તોપણ તે પોતાના ગુનાહાની માફી મલવાની દરેક આસા રાખતો હતો.

લીનદ્રીનાના ફરેબનો પાર હતોજ નહી. જે દીનથી તાઇતન તુરંગખાંને પડીઓ તે દીનથી લીનદ્રીના તેના દુઃખમા દીલથી ભાગ લેઇ દુઃખી થવાનુ ડોલ ઘાલતી અને દીલાસો દેવા તુરંગખાનામાં જઇ શહાજાદા પાસથી માફી મેલવવાની કબુલાત મેલવી છે એવી ખોટી આસા આપી તેને શાંત રાખતી હતી.

"સેસન"નો દીવસ આવી લાગો. તાઇતનની તપાસ ખુંનના આરોપ માટે લોકોની ભારે ઠઠ વચે ચાલી, અને અંતે બે કલાકે જુરીએ મસલત કરી તેશમંનનુ ખુન જાણી જોઇ કરવાના વાંક માટે તાઇતનને "ગીલટી" ઠેડવીઓ અને સેસન જડજે તેને ફાંસીની સજા કીધી.

પણ એજ "સેસન"માં બીજો એક અગતનો મુકદમો લોકોનુ ધીઆન ખેંચતો હતો. વેરીઅન નામના એક જવાન છોકરાની "રૂસો" નામના લખશાપતી વેપારીની દસ ગીની ઉચાપત કરવાના વાંકસર તપાસ ચાલતી હતી. બંધવો પોતાનો બચાવ બરાબર કરી નહી શકવાથી તન વરસના કેદખાનાની તેને સજા થઇ હતી.

વાંચનારે બંધવા વેરીઅનનુ નાંમ ધીઆનમા રાખવું સબબ આપણી વારતાની સાંકલની કડીઓંમાં આગલ ચાલતાં આ જવાન જોડાય છે.

તાઇતનને ફાસીની સજા થઇ તે સાંભલી લીનદ્રીના પોતાના ખાવીંદ તાઇતનને પોતાની હમેશની રીત પરમાણે તુરંગમા મલવા ગઇ.

શું ખબર લાવી લીનદ્રીના "તાઇતન તેમે જોતાજ બોલીઓ". શહાજાદાને મલી ? મારી માફી મેલવી ? તેને શું કેહેયું ?

માફી મલી ચુકી છે, "લીનદ્રીના ફરેબ કરી રડી બોલી" પણ તાઇતન. વાહાલા તાઇતન. તુને આવી સજા. એ ગંમ મને કમતી નથી મારા જાંન.

પણ શહાજાદાએ શું કેહેયું ? "તાઇતને પુછીયુ"

પેહલાં તો મને જોતાજ તે ઉકળતી ગયો. તેને લીનદ્રીના તરીકે મને કબુલ કરવા ના પાડી "લીનદ્રીનાએ આંખ લુછી કેહેયુ" પણ મેં તેને તમામ હકીકતથી જાણીતો કરી પેલો દસતાવેજ તેની આગલ રજુ કીધો. તાઇતન, ખુશી થા. તારાં નસીબ બુલંદ છે. તુને તારી સજામાથી મુક્ત કરવા શહાજાદાએ કબુલ કીધુ છે. પણ તેમે એક સરત કીધી છે, તે એ કે છેવટની ઘડીએ ફાસીના લાકડા ઉપર તારી માફી લોકોને જાહેર કરવી.

તેને શું થયું "તાઇતન હીમતથી બોલીઓ" માફીજ જો સેવટે મલવાની છે તો ફાસીના માંચરા પર ચહડતાં મને કદીબી ડર લાગવાનો નથી.

વાહાલા તાંઇતન હુ તારી રજા લેઉછ "લીનદ્રીના ફોટી કરી બોલી" અમીર સીસીલ આજે રાતોરાત એકાએક પેરીસ જાએ છે.

તું જા. મારા જાનના આધાર "તાઇતન પ્યારથી બોલીઓ" મારી જીંદગીની દોરી મેં તારે સવાધીન કીધી છે. તુ તેનો પાસબાંન છે.

અને હાલ લીનદ્રીના પોતાના કાકા સીસીલના મકાનમાં વીચાર કરતી બેઠી હતી તેવામા નોકરે આવી ખબર કીધી કે કોઇ અનજાનો સખસ મલવા આયો છે.

કોઈ અનજાનો આદમી! "તે વીચારમા પડી" મને મલવા માગેછ ! વારૂ મોકલ તેને અંદર.

લીનદ્રીનાના દીવાનખાનામા તુરતજ એક મરદ દાખલ થયો. લીનદ્રીનાએ તેને જોતાંજ પીછાંણીઓ કે તે તો પેલો "ઘોરખોદુ" હતો જેને અરધી રાતના બાગમા ખાડો ખોદી પેલું મુરદું દફન કીધું હતું.

---

## પ્રકરણ પાતરીસમું.

### નવી મુલાકાતો-નવી ફીકરો-નવા ત્રાસ-નવા ભેદ.



લીનદ્રીના પેલા ઘોરખોદુને જોતાજ પોતા પર પેચ ખાઇ કાંપવા લાગી. હજી તો એક બલા (તાઇતન)ને પોતાના રસતામાથી દુર કરવામાં રોકાઇ છે તેટલાં તેનો બીજો દુશમન જમીનમાથી નીકલી આયો હોય એમ તેણીને લાગું. તોપણ હીમત રાખી તેને સવાલ કીધો. "કેમ હીયા કેમ આયો ? તુને શુ કેહેવું છે ?"

મને તમારી સાથ તમારા ધણીની બાબદ કાંઇ વાત કરવી છે. "પેલાએ ખુરસીપર બેસી જવાબ દીધો."

મારા ધણી બાબદ ! "લીનદ્રીના બોલી" તેને અને તુને શું લાગતું વલગતું.

કાંએ નહી ? "પેલાએ જવાબ દીધો" ત્યારે તમને કાંઇ ખબર નથી. મનડોલામા તમારા કાકા સીસીલ અને શાહાજાદાને પકડી લાવનાર કોણ? હુંજ. વલી પેલાં મુરદાને પેટીમાથી બાહાર કાહાડી તેને ખાડો ખોદી અરધી રાતે દફન કરનાર કોણ? હુંજ. મે જે કાંઇ કાંમ તેને સારૂ કીધું છે તેનો બદલો તેને મને મોટું ઇનામ આપી વાલીઓછે. હવે હુ તેને તેના આવા વખતમાં મદદ કરવા માંગુછ. તમે મને ઓલખોછો? મારૂ નાંમ ચીકીન છે. હું ઘોરખોદુ નથી, પણ ફાસી જવા ગુનેહગારોને ફાસો દેનાર

ચીફીન છેઉ.. બીહો ના. ગભરાસો ના. હુ તમુને ફાસી દેવા નથી આયો. તમારા ધણીને ફાંસી જતો બંચાવવા માગુછ. આવતે સોમવારે તે ફાસી જએ તે આગમજ હુ તેને તુરંગમાથી નહસાડવા માગુછ.

લીનદ્રીના ચીફીનની જબાંનથી આવી હકીકત સાંભલી બેહોશ થવા લાગી. તેનીએ જોયુ કે પોતાના રસતામાથી તાઇતનને દુર કરવા માટે તેણીએ લીધેલી તમામ મહેનત બરબાદ જવાની, વાસતે ચીફીન કોઇબી રીતે એ કાંમથી હાથ ઉઠાવે એવી મતલબથી તે બોલી." ભાઇ ચીફીન તારો ઉપકાર થયો. તુ એટલી બધી તજદી ના લે. અમીર સીસીલે શાહાજાદા સાથ એ બાબદ વાત કીધો છે અને મારા ધણીને શાહાજાદાએ અંતની ઘડીએ ફાસીના લાકડા ઉપર માંફી બખશાવા કબુલ કીધુ છે. લે ભાઇ આ દસ ગીની છે. તુને મેહનત પડી તે માફ કરજે.

આ વાત ચાલતી હતી તેટલાં નોકરે ખબર કીધી કે પુલીસનો વડો તબારી બાનુ લીનદ્રીનાને મલવા માંગે છે.

તબારીનુ નામ સાંભલી ચીફીન ધ્રુંજવા લાગો. લીનદ્રીનાએ ચીફીનની હાલત જોઇ લેઇ નોકરને ઇસારત કરી કેહેયુ "હુ આવુછ. તેને નીચે બેસાડ. ચીફીન તું લાગ ફાવે તેમ નીકલી જજે.

લીનદ્રીના તુરતજ તબારીને મલવા નીચે ઉતરી.

રાતને વખત તમુને તજદી આપવા માટે માફ કરજો. "તબારી બોલીઓ" મને એક અગતના કાંમસર તમારી પાસ આવવુ પડીયું છે.

બોલો હું સાંભલવા તઇઆર છેઉ. "લીનદ્રીના બોલી"

તમે જાણતાં હસો કે જે દહાડે તાઇતનને હાથ તેશમનનુ ખુંન થયું તેજ દહાડે નામદાર ફ્રેગન એકાએક ભેદભરી રીતે ગુમ થયો. તેનો કાંઇબી પત્તો આજદીન સુધી મલતો નથી. પણ હાલ એક અજબ વાત બની છે. તમારા ખાવીંદ તાઇતનને પકડાવવા તેના કોઇ દુશમને એક નનામુ કાગજ વડા મેજીસ્ટ્રેટ ઉપર લખીયુ છે, અને અજબ જેવું તો એ છે કે એ કાગજ કોઇ ઓરતે લખેલુ છે. આ રેહું તે કાગજ જુવો.

એક નનામુ કાગજ ! "લીનદ્રીના કાગજના દસકત ઢોંગ કરી તપાસી બોલી." ખચીત કોઇ ઓરતના દસકત છે ! ! ત્યારે શુ કોઇ ઓરત એની દુશમન હતી ! ! પણ તબારી ફ્રેગનના ગુંમ થવા સાથ એ બાબદને શુ નીસબત ?

હુ તમુને સમજાઉ "તબારી બોલીઓ" ફ્રેગનના એક પુરા બેટાએ પોતાન બાપનો પત્તો મેલવવાનુ કાંમ મારે સવાધીન કીધુછે. ગઇ કાલે તે મારે ઘર આયો હતો તેની નજર આ કાગજ મારી ટેબલ ઉપર પડેલ હતું તે ઉપર પડતાંજ તે એકાએક બોલી ઉઠીઓ "એજ એજ, એજ દસકત." એમ કેહી તેને પોતાના ગજવામાથી એક બીજુ કાગજ કાહાડી તેના દસકત સાથ આ નનામા કાગજના દસકત સરખાવીઆ; અને બાનુ તે બંને કાગજના દસકત એકજ ધનીના હોય એમ મલતા આયા. તેથી મારી ખાતરી થઇ કે જે ઓરતે તાઇતનને ફસાવવા આ નનામું કાગજ લખીયુ છે તેજ ઓરત સાથ ફ્રેગંનને કાંઇ લાગતું વલગતું હોવું જોઇએ. વાસતે બાનુ, આ વાતમા

તમે મને મદદ કરો. અગર જો આ નનામુ કાગળ તમો તાઇતનને દેખાડો અને તે જો આ નનામુ કાગજ લખનારને તેના દસકત જોઇ પીછાની શકે તો પછી ફેગનના ગુમ થવાની હકીકત જાણતા કાંઇ વીલંબ લાગે નહી.

લીનદ્રીનાએ હવે પોતાની કમબખતી અને કરતુકની કદર બીહામની શોકલ હવામા પોતાના માંથાં ઉપર લટકતી જોઇ. નહી ધારેલી રીતે તેના પાપનો ઘડો હવે ફુટવા માગે છે. જે કાગને તાઇતનને તુરંગખાનામા નખાવીયો તેજ કાગજ હવે લીનદ્રીનાને ફસાવે છે.

તબારી હું તમુને મદદ કરવા દીલથી રાજી છેઉ "લીનદ્રીના બોલી" હું સહવારના મારા ખાવીંદને મલવા જનાર છેઉ. આ નનામુ કાગજ તમે મુકી જાઓ. હું એ કાગજ તાઇતનને દેખાડી તેનો જવાબ કાલે તમુને આપસ.

તબારી આ નનામુ કાગજ આપી પોંતાને રસતે ગયો, અને તેજ વખતે લીનદ્રીનાએ તે કાગજ સલગાવી બાલી નાખી પોતાના કરપીન પાપની એક પુરી હસતી અને પુરાવો નાબુદ કરી દીલમા સનતોશ સમજવા લાગી.

વાંચનાર હવે ચીફીનની તરફ જરા નજર કરવી જોઇએ.

તબારીના આવવાનો ખબર સાંભલી ચીફીનના ટાંકા ઢીલા થઇ ગયા હતા સબબ તેના જણુન કામોથી તેનુ અંતકરણજ તેને ડંખતું હતું. કોઇબી રીતે તબારીની નજર ચોરાવી આ મકાનમાથી નીકલી જવાના તે ફાંફાં મારવા લાગો. ઘરમા નવરૂં હોવાથી તે રસતો સોધતો પેહેલે મારના દીવાનખાનામા જઇ પુગો, અને તીઆથી પોતાની સોધ આગલ ચલાવવા તેની પડોસના ઓરડામાં દાખલ થયો. પણ લાચાર !! તીઆથીબી કોઇ નવો રસતો બાહાર નીકલી જવાનો તેને નહી મલીઓ. તે વીચારમા પડી એક સુંદર ખુરસી ઉપર જરા આસાએસ લેવા બેઠો પણ તેવામાં શું થયું!!

કડડડડડડ !!! મોહોકાન !!!

વાચનારે જાણી લીધુ હશે. કડડડડડ કરી જેવો અવાજ થયો કે તેજ વખત ચીફીન કાકા આ ખુરસીમા જકડાઇ પકડાઇ બંનધીવાન થઇ ગયા. ખેચ તાંન કરતા ઠાકી ગયા અને સેવટે નસોસ થઇ પડીયા.

હવે ચીફીનને આવીજ હાલતમાં હીઆં મુકી આપન લીનદ્રીનાની ખબર લેઇસું

કાગજને બાલી ખાક કીધા પછી લીનદ્રીના પોતાના ઓરડામાં નીરાંતે બેસી વીચાર કરતી હતી તેટલાં નોકરે ખબર કીધી કે "શાહાજાદો અમીર સીસીલને મલવા આયો છે."

લીનદ્રીનાએ આ તકનો લાભ લેઇ જવાબ કેહવડાવીયો કે "પેહેલે મારના દીવાન ખાનામાં બેસાડ હું આઉછુ." અને હવે લીનદ્રીના શાહાજાદાને સંગાર સજી મલવા ચાલી.

તુ ઓ ખુબસુરત—ફુરેબી. સુંદર સીકલ—પાપી. બેવફા—ફીતુરી ઓરત તારો અંત કયારે આવશે. દગાખોર ડાકણ! આ જગતના પાપનુ મુલ! મરદના દુશ-

અન ! કાંહાં છે તારો ચાહ્યા. કાંહાં છે તારા કસંબ. દંમેદમ ફીલુરના ફું દ્વારા મારતી, ફરેબના ચોકઠાં ગોઠવતી, દગાબાજીનો દંમ ભરતી વલી કાંઇ નવા ખેલનો નવો રંગ જમાવવા નીકલી છે.

દીવાનખાનામા દાખલ થતાંજ શાહાજાદાની નજર તેના પર પડી. એક વીજલીનો ઝટકો લાગ્યો હોય્યે તેમ તે જોતાંમાજ ચમકી બોલીઓ. "કોણ મારી સુંદર સરકેસીઅન ! ! તારખાના ! ! મારા રફીક સીસીલની ભત્રીજી લીનદીના તે તારખાના ! !! તારખાના તુને મલવા, તુને એકવાર ફરીથી જોવા હુ કેવો અધીરો થઇ રહેલો હતો.

લીનદીનાએ શાહાજાદાને પોતાની તમામ હકીકતથી અને આગલની તમામ બીનાથી જાણીતા કરી પાછો પોતાની મીતમા તેને વીટાલી લીધો. શાહજાદો પોતાની હાલત પાછી ભુલવા લાગો. પણ તેટલા તેઓને કાને પડોસના ઓરડામાંથી કોઇના રડવાનો અવાજ સંભલાયો. શાહાજાદો અને લીનદીના તુરતજ શું બનાવ છે તે જોવા તે ઓરડામાં દાખલ થયાં. પણ તમની અજાએબીનો શું પાર ! એક ખુરસીપર કોઇ બદરૂપો સખસ બેડો રડે છે. લીનદીનાએ ચીફીનને તુરતજ પીછાંણીઓ અને શાહાજાદો તેને આવી હાલતમા જોઇ દંમ બાંધી હસવા લાગો.

બાનુ ખુદા ખાતર મારો છુટકો કરો "ચીફીન કાલાવાલા કરી બોલીઓ" હું મરવા જેવો થઇ પડીયોછ. મને આ છટકાંની ખબર જો હતે તો કદીબી હું આ ખુરસી પર નહી બેસતે. આએ તો કોઇ ખાનાખરાબીનુ હઠીઆર છે. અમીર સીસીલને હોલતની કાંઇ ખુટ નથી કે લોકોને લુટવા આવાં છટકાં માંડે. આ તો કોઇ ઓરતને અનજાણતાં ફસાવવા આ છટકુ માંડેલું લાગે છે.

ચુપ રેહે નાપાક કેમ એવી બેઅદબી કરેછ "શાહાજાદાએ ગુસ્સો કીધો."

મારો છુટકો કરો હું તુરતજ ચાલી જવસ "ચીફીને જવાબ દીધો."

લે ચાલ ઉઠ. નીકલી જા હીઆથી. "લીનદીના બોલી."

લીનદીના જે આ ખુરસીની કરામતથી જાણીતી હતી તેને પેલી કલ ડાબી કમાનો ઉચકી નાખી અને ચીફીન છુટો થઇ દફે થયો અને શાહાજાદો લીનદીનાની રજા લેઇ પોતાને મકાન ગયો.

* * * * *

તબારી બીજે દીવસે બપોરના જવાબ લેવા લીનદીના પાસ આવી ઉભે. લીનદીનાએ કેવી રોતનો જવાબ દેવો તે નકકી કરેલું હોવાથી તને જોતાજ તે બોલી "હું તમારીજ વાત જોતી હતી તબારી. મે તાઇતનને ઘણુંબી સમજાવીયુ પણ તે બીલકુલ ના કહે છે. મે તમોએ આપેલું નનામુ કાગજ તેના હાથમાં આપી કેહેયુ કે જો એ દસકત જોઇ તેના લખનારને ઓળખે તો ગુમ થયલા ફોગાનનો પત્તો મલે. તેને એ કાગજ તપાસી કેહેયુ કે કોઇબી ઓરત સાથ તેને સંબંધ કે હુલામની છેજ નહી, અને એ દસકત તેને કોઇબી વખત અગાઉ જોયા નથી. ગરીબ બીચારે, ફોગાન. હું ઘણીજ દલગીર છઉ તબારી કે તમારા કાંમમા એથી વધારે કાંઇબી મદદ હું કરી શકતી નથી.

કાંઈ ફીકર નહી બાંનુ. તમોએ જે તજ્દી લીધી તે માટે તમારો ઉપકાર માનુછ "તબારી લાચાર થઇ બોલીઓ" પેલું કાગજ આપસો બાંનુ ?

હા. બેલાશક લેઇ જાવો "લીનદ્રીનાએ ખોટી ધરપચ કીધી" મે મારી લખાવાની ટેબલમા મુકેલુ છે. તમે બેસો તો હુ ઉપર જઈ લેઇ આઉ.

કાઇ ફીકર નહી રેહેવા દેઓ. "તબારીએ લાએકી કીધી" ઉપર જવાની હમના તજ્દી ના લેઓ. તમારી ફુરસદને વખતે મારી ઉપર મોકલી આપજો. હુ તમારી રજા લેઉછ બાંનુ.



# પ્રકરણ છતરીસમું.

## ફાંસી. પોતાની પરણી ઓરતના દગાનો ભોગ.




નદ્રીના જાણુતી હતી કે સોમવારે સહવારના સાત વાગે તાઇતનને ફાસી દેવાની છે. નીરદય ઓરત! શું તું એટલી બધી દયાહીણ બની કે તારા પરણેતર ધણીને આવી રીતનો દગો દીએ છે. તે જો ચાહાતે તો તાઇતનને નહસાડી લેઇ જતે. તે જો ચાહાતે તો તાઇતનને માટે માફી મેલવી શકતે. પણ નહી. લીનદ્રીનાનો તમામ પ્યાર, ધીકકારમા બદલાઇ ગયો હતો, અને તે પોતનુ વેર લેવા તલપો હતી. તેનો કીનો ઝેહેર કરતા કડવો અને કાતેલ થઇ ગયો હતો. તાઇતનને તે પોતાના રસતામાથી સદાનો દુર કરવા માંગતી હુતી, સબબ તેમા તે પોતાની સલામતી સમજતી હતી. પણ તેના કાંમ ઘનાં જબુન હતાં. તેનાં પાપ પુશકલ થવાથી આપોઆપ તે હવે પ્રગટી નોકલવાની તજવીજ કરવા લાગાં. તાઇતનની હસતી નાબુદ થવાથી તેના પાપ ઉપર દાંકન પડતુ નથી, ચીકીન હવે તેની સાંમે તેના જીવતા જંમ માફક આવી ઉભો છે કે જેને પેલું મુરદુ દફન કીધુ હતુ. એટલુજ નહી પણ બાહોશ તબારીએ પોતાની રીત પરમાણે તન વાત મુકરર કીધી.

પહેલું એ કે નામદાર ફેગન કોઇ ઓરતના પ્યારનો ભોગ થઇ પડીઓ છે.

બીજું એ કે જે ઓરતે તાઇતનને ફસાવવા નનામુ કાગજ લખીયું તેજ ઓરત સાથ ફોગનને સંબધ હતો.

ત્રીજું એ કે પેલુ નનામુ કાગજ અને ફોગનના કાગજમાથી મલેલુ કાગજ બંને એકજ ઓરતે લખેલાં છે.

સોમવારની સહવાર પડી. ફાસી દેવાનો વખત નજદીક આયો. સાડા છ વાગા ફક્ત તીસ મીનીટ બાકી છે. તોપણ તાઇતનને હજી પુરતો ભરૂસો છે કે શેહેરનો શેરીફ માફી લેઇ હમના આવતો હશે. હજી તેને ભરૂસો છે કે આઠ વાગે તો હુ છુટો

થઇ શહેરમા ફરતો થવસ. વીસ મીનોટ બાકી રેહી. પણ લીનડીના હજી આવી નહી. તેને જરા ચટપટ થવા લાગી. મને તે દગો તો નહી દીએ ! નહી નહી. તેનીએ મારા કસંમ ખાધા છે. હવે ફકત દસ મીનીટ બાકી રહી. શેરીફ આવી પુગો. તાઇતનને ધીરજ આવી. તે મનમા મલકાવા લાગો. પાચ મીનીટ—અને પછી શુ જાઇએ. ફાંસીના માચરા ઉપર ઉભો રેહી હુ નીચે નજર કરસ અને શેરીફ મને મલેલી માફી જાહેર કરસે, અને હુ તેજ વખત નીચે પાછો કુદી પડસ. હવે તાઇતનને ફાંસીના માચરા ઉપર ચહડવાનો હુકમ થયો. તન મીનીટ ફકત તાઇતનને માટે રેહી. બીફીને તેનાં ગલાંમા ફાસો નાખોયો. શેરીફે કાગજ ઉખેડી વાચવા માંડીયુ. તાઇતન પોતાની માફીની વાત જુએછે. પણ શેરીફ શું વાચે !! મોતનો પેગાંમ !!

કેવી ધાસતી! કેવી નાસીપાસી!! શુ માફી નહી મલી!! લીનડીના નહી આવી!! ઓ હુ સમજીઓ! મને દગો થયો! મને દગો દીધો!!

લખતાં તો વખત લાગે છે. વીચાર કરતાં તેથી થોડી પલ થાય છે; પણ તે કરતા વધારે જલદી તાઇતન પોતાની હાલત સમજી ગયો અને તે કાંઇબી બોલે તે આગમજ તેનુ કાંમ તમામ થયું. તાઇતન આ જગમા જનમીયોજ નહી હતો. લીનડીનાએ તેને દગો દીધો, અને તેનુ મુરદું ફાસીના લાકડા ઉપર માફીની પુર ઉમેદમાં પોતાની પરણેતર મોહોરદારના ફીતુર અને દગાનો ભોગ થઇ લટકતુ થયું.

## પ્રકરણ સાડત્રીસમું.

### વાઘના મોહોડાંમા બકરૂં. ખુનીઓનું ખાંચરૂં.



રબીની ઘોડાની સરતનો દીવસ એક જાહેર તેહવાર તરીકે વેલાતના લોકો ગુજારે છે. એ દીવસે લાખો આદમીઓ નાહાનાં કે મોહટાં તવંગર કે ગરીબ દુરદરાજથી તથા આસપાસથી એ સરત જોવા અને મોજ જોકમાં પોતાનો વખત ગુજારવા એકઠાં થાય છે. એ દીવસે લાખો ગીનીઓની ઉઠલ પાઠલ થાએ છે અને ઘેરે દીવસે મસ્ત મોટી રકમનો જુગાર ખેલાએ છે.

આજની સરતમાં સર સુલીવાનના બે ઘોડા દોડનાર હતા. પણ સુલીવાનના નસીબે આજ તેને દગો દીધો. તેના બે કીમતી ઘોડામાનો એક જેની જીત માટે તેને મોટી રકમની સરત કરી હતી તે એકાએક લંગડો થઇ ગયો, અને બીજો ઘોડો બરાબર દોડી શકીઓ નહી. આવી રીતની નહી ધારેલી હારથી સુલીવાનને હજારો ગીનીનુ આજ નુકસાન ગયું અને તેની દલગીરીનો પાર રેહો નહી. તેને કસમ લીધા કે આજ પછી સરત જોવા જવું નહી એટલુજ નહી પણ સરતનુ નાંમ વટીક જબાન પર લેવું નહી. હારેલા જુગારીઓ નાસીપાસ થઇ હમેશા એવાજ ઠેકાને ઉપર આવે છે, પણ તેટલોજ

વખત તેઓ પોતાંના ઠરાવને વલગી રેહછે. એવો ઠરાવ ફકત સુલીવાનના હારેલા દીલને દીલાસો હતો, પણ એ દીલાસાની અસર આગમા તેલ રેડવા સમાન હતી.

આ માતબર હારેલા જુગારી થોડી હજાર ગીની ગુમાવીઆથી કાંઇ ખુવાર થઇ ગયો નહી હતો, પણ તેનો ગંમ તો તેના રંગનો જે ભંગ થયો તે વીશે હતો. ઉદાસીથી પુર નાસીપાસ દીલે પોતાની રંજીદગી દુર કરવા દારૂ પીઇ તેની ખુમારીમા સુમારે રાતના નવને અમલે તે પોતાના મકાન તરફ જવા નીકલીઓ. સરતની આ સડક પરથી શેહેરમાં જવાનો મારગ નવરો અને એકાંત હોવાથી અવાર નવાર રાતના સાહુકારો આ રસતા ઉપર પોતાનો વેપાર લાગ ફાવે તો ચલાવવાની "કાગને ડોલે" વાત જોતા હતા. વલી આજના ધુમધામના દીવસે તેઓને. ખાસ તડાકા પડવાની આસા હોવાથી મોડી રાતવેર કોઇ "ભુલાસુકા"ની રાહા જોતા હતા તેવામા સુલીવાનની ગાડી તીઆં આવી પુગી.

સુલીવાનની ગાડી બોલ બોલતાં તેઓએ પકડી અટકાવી પાડી. એકજને ઘોડા પકડી લીધો. બીજાએ હાકનારને જકડી લીધો અને ત્રીજે ગાડીનું બારનુ ઉઘાડી સાહુકારીથી બોલીઓ "ઉઠો સાહેબ. કાંઇ ખુશ કેફમાં ચકચુર છેઓ! ઉઠો ઉઠો હમારો હીસાબ નક્કી કરો?

હેં! તું કોણ છે!! સુલીવાન ચમકી ઉઠી બોલીઓ." તું શુ કેહે છે!!!

બીલ્કુલ સાહુ છે હો "પેલા લુચ્છાએ પોતાના સોબતીને ધીરજ આપી," ચાલો વહેલા થાઓ. આ તમારૂ ઘડીઆલ છેરો અને લાકીટ પેહેલા આપી દેઓ. ઓહો. હાથે વીટીબી છે. મારી તો હમનાજ નજર પડે. ચાલો તેબી કાહાડો. પાધરે પાધરા આપવું છે કે નહી. "પેલાએ છ બારની એક પીસટોલ કાહાડી સુલીવાન સાંમે ટાંકી."

ભાઈ મારી પાસ જેબી છે તે હુ વગર આનાકાનીએ તમારે સવાધીન કરૂછ. "સુલીવાને કેહેયુ" પણ મારૂ ઘડીઆલ અને વીટી ઘણી મોંઘી કીમતનાં છે. તે જો તમે વેચવા જસો તો તમુને તેટલી કીમત આવવાની નથી. હુ તેની કીમત તરીકે સો ગીની તમુને આપવા કબુલ થાઉછ.

ઠીક ઠીક "પેલો ચોર બોલીઓ" તુ ગાડીમાંથી પેહેલાં બાહાર તો નીકલ પછીની વાત પછી.

પણ હવે તુને વધારે શું જોઇએછ "સુલીવાન ગભરાટમા પડીયો." મને કાંહાં લેઇ જાય છે.

તુને હમારી સાથે આવવુ પડસે. "પેલા લુચ્છાએ કેહયુ" બીહીના. ગભરાવાનુ કાંઇ કારણ નથી.

પણ તારે જોઇએ તો ઘડીઆલબી લે અને વીટીબી લે "સુલીવાને કેહેયું" અને મને જવા દે. તુ જો કેહે તો હુ સો ગીની મારે ઘેરથી મોકલી આપું.

ઘનો હુશીઆર!! "બીજો લુચ્છો બોલીઓ" એવો ખોટનો વેપાર હમે કરતા નથી સમજીઓ. સમજુતી કરવા સો ગીની તો તે આપવા કેહી. પણ કબુલ

ડાગ રસતા ઉપર કાંઇ એવી વાત કરવાની છે. વાસતે પેહેલાં તો લઇ ચાલ એને આપરે ઠેકાણે.

થીક થીક "ખુલડાગ બોલીયો" પણ સાંભલો તમારા નોકરને તાકીદ કરી કેહવો કે કાલે સવારના જેખી ધણી તમારે તીઆં તમારા કારભારી પાસ તમારી ચીઠી લેઇ આવે તેને તુરતજ સો ગીની આપી દીએ. તેમા જો કાંઇ ફેર પડીઓ-હમારા માનસને કાંઇ અપમાન કે કાઇ દગો થયો તો તમારી ગરદન અને હમારી છરી.

મારે કબુલ છે "સુલીવાને કબુલ કીધુ" તીઆરે શુ સવાર સુધી :—

અલબત "ખુલડાગે બુમ પાડી" ચાલ હમુને વખત થાય છે.

કોચમેન "સુલીવાન લાચાર થઇ બોલીઓ" તું ગારી લેઇ જા. વડા કારભારીને કેહેજે કે જેખી કોઇ મારી ચીઠી લેઇ કાલે સહવારના આવે તેને સો ગીની તુરતજ કાહાડી આપે અને તેને કાંઇબી અડચન કરે નહી. જા તું ગાડી લેઇ જા.

આ સઘલો બનાવ પાંચ મીનીટમાં બનો ગયો. ગાડી એક બાજુ નીકલી ગઇ અને બીજી બાજુ પેલા લુચ્ચા ખુલડાગે પોતાના સાથીઓના પેહરા અંદર વાંકે ટીકે રસતે સુલીવાનને લઇ ચાલવા માંડીયું.

સેવટે તેઓ એક કંગાલ ભાગાં ટુટાં મકાન આગલ આવી લાગા. આ મકાંન સેહેજ ચહડાનવાલી એક ટેકડી ઉપર આવેલું હતું. આ નવરી જગા પર આવેલી ટેકડીની આસપાસ બીજા છુટાં મકાનો દુર નજર પડતાં હતાં એટલે આ મકાન આ ટેકડી ઉપર એખલુંજ હતું. આવી રીતની એકાંત જગા જોઇ સુલીવાંન દીલમા ડર ખાવા લાગો. પણ તે એખલો શું કરી શકે ? ખુલડાગે આ મકાનનો દરવાજો ઠોકીઓ. અંદરથી કોઇ તેવાજ નેકનામે તુરતજ દરવાજો ઉઘાડીઓ, અને સુલીવાનને લેઇ ત્રણેજન આ મકાનમાં દાખલ થયા.

બેસો સાહેબ આ દીવાનખાનામા. "ખુલડાગે કેહેયુ" આ ખુરસી છે. કરાગત થાઓ. ઠંડી લાગે તો પેલી ટેબલ પર દારૂબી છે. ભુખ લાગે તો આ ગરીબ ઘેરનુ ઠંડુ ભોજન છે. છરી કાંટો ટેબલ પરજ છે. હાલતો નીરાતે બેસો. ખાવો પીઓ અને આરામ કરો. હમારાં નાંનાં હમુને મલીઆં કે પછી તમે ભલે સીધારો. બેસો સાહેબ હુ ઉપર જઇ મારી ઓરત સાથ તમારી ચીઠી લેઇ જવાની ગોઠવણ કરૂછ.

સુલીવાંન લાચારીએ પોતાની સરજતને સરણ થયો. જેને ખુલડાગ દીવાનખાનુ કેહેતો હતો તે એક કંગાલ ઓરડો હતો. તેમાં ભાગી ટુટી બે તન ખુરસી, એક ખખડી ગએલી ટેબલ અને ખુનામા પડેલો તેવાજ એક બાંક, એટલુ ફરનીચર હતું. સુલીવાન પોતાની રાત આ જગામાં કેવી રીતે ગુજારસે તેના વીચારમા હતો તેટલાં ખુલડાગ કાગજ કલમ અને સહીનો ખરીઓ હાથમા લેઇ ઓરડામા દાખલ થયો.

લેઓ સાહેબ. "ખુલડાગે કેહયુ" ચાલો જલદી કરો. મારી બઇરી પોતે તમારૂ કાગજ લેઇ સવારના આંઠ વાગે તમારે ઘેર જસે. વાસતે લખો તમારે જે લખવું હોએ તે. તમે લખો હુ વાચુંછ.

સુલીવાને ખુલડાગની ખાતરી પરમાણે પોતાના કારભારી પર કાગજ લખી આપીયું. ખુલડાગ તે લેઇ ખુશી થતો પોતાની ઓરત પાસે ઉપર ગયો, અને સુલીવાન અફસોસ કરતો ખુરસી પર પડીઓ.

મનીરા લે. આ રેહું તે કાગજ. "ખુલડાગ તેને કાગજ આપી બોલીઓ" વાંચ એ ખુલ્લું છે, અને તારી ખાતરી કર.

મનીરા એક રૂપાળી સુમારે વીસથી પચીસ વરસની આ બદમાસ ખુલડાગની સંગતમાં ફસી પડેલી ઓરત હતી. ખુલડાગે આ ઓરતના હાથમાં સુલીવાનનુ કાગજ આપી તેને વાંચવા કેહેયું. મનીરા આ કાગજના દસકત જોઇ કાંઇ વમાસનમાં પડી. પણ શું અજાએબી ! ! સુલીવાનની સહી ઉપર જેવી તેની નજર પડી તેવીજ તે હેબતી ગઈ. સુલીવાનનુ નાંમ વાંચતાંજ મનીરાનાં બદનના સાંધા ધીલા થઇ ગયા. લખલખાટથી તેનુ આંગ કાંપવા લાગુ, અને તેજ વખતે પેલુ કાગજ તેના હાથમાથી છુટી જમીન પર પડીયું.

કેમ મનીરા કાગજ વાચીયું? "ખુલડાગે સવાલ કીધો" પણ શું છે! તુ કાંઇ વીચારમા પડી છે?

નહી કાઇ નહી. "મનીરા જેમ તેમ હસી બોલી" હુ એમ વીચાર કરતી હતી કે આવો સધ્ધર શેકાર કેમ તુને મલીઓ ! પણ તેને કાંઇ શક તો નથી પડીઓ. જો તેમ હોએ તો હુ તેને સમજાવી ઉપર લાઉ?

હા ! એબી ઠીક તદબીર છે "ખુલડાગે કેહેયુ" તું જા અને તેને સમજાવી ઉપર લઇ આવ. મોડી રાતે જેવો તે ઉંઘમા પડસે કે કાંમ પાર કરતા વાર કેટલી ! !

મનીરા તુરતજ નીચે ઉતરી સુલીવાનના ઓરડામા દાખલ થઇ. મનીરાની સીકલ જોતાંજ સુલીવાને તેણીને પોછાંણી. આવી ડરામની જગામા તેણીને જોઇ સુલીવાન કાંઇ બોલવા જતો હતો પણ મનીરાએ તુરતજ તેને એકદમ ચુપ રેહેવા તથા કાંઇબી વધારે નહી બોલવા માટે આંખની ઇસારત કીધી. સુલીવાન આંખના પલકારામાં મનીરાની મતલબ મનમાનતી રીતે સમજી ગયો. ખુલડાગ જે દરવાજાની બાહાર વાત સાંભલવા ઉભો હતો તેને સંભલાએ તેમ મનીરા મોહોટે અવાજે બોલી "તમે સોગન ખાઇ કેહોછ સાહેબ કે આ ચીઠી દેખાડતાજ મને સોગીની મલશે.

તેમા જરાબી શક નહી "સુલીવાને મનીરાની મતલબ સમજી જવાબ દીધો" હુ પોતે તમારા લોકનો બંદીવાન છેઉ પછી બીજુ સું જોઇએ?

થીક છે. "મનીરાએ ધીમેથી આગલ જઇ કાંનમા કેહેયું" નાહાસ ! તુ જીવ લેઇ નાહાસ ! ઉપર આવવા ના કેહેજે !! તારૂ ખુન થશે !! "ફરીથી મનીરા મોટે અવાજે બોલી" તમે હીયાં બેસી રાત કેમ ગુજારસો? મારી સાથે ઉપર આવો તો થીક. "મનીરાએ સુલીવાનને ઉપર નહી જવાની ઇસારત કીધી."

તમારી મેહરબાની થઇ "સુલીવાને જવાબ દીધો" મને હીઆજ થીક લાગેછે.

જેમ તમારી મરજી. "મનીરાએ જતાં જતાં ફરીથી તેના કાંનમા ફુંક મારી" દરવાજા ઉઘાડા છે! ટેબલ પર છુરી છે! તક મલવે જીવ લેઇ નાહાસ !

મનીરા સુલીવાનને પોતાની હુશીઆરીમા રાખી પાછી ઉપર ગઇ, અને સુલીવાન પોતાનો જીવ બચાવવાની તજવીજમા પડીઓ. જે વખત જાએછે તેમા તેને પોતાનુ ખુન થવાની વકી રાખી. તેની રગોમા ફરતું લોહી ઠંડુ પડી થંભ થઇ જવા લાગું. તેને પોતાનું મોત પોતાની નજર સાંમે ઉભેલુ જોયું. તેના હાથ પગ ધ્રુજવા લાગા, અને ધાસતીથી ઠંડે પસીને ગરકાવ થઇ ગયો. તુરતજ તે પોતાની હીમત જાલવી રાખવા ટેબલ ઉપર પડેલી બાટલીમાથી દારૂ પીઇ હુશીઆર થઇ ગયો, અને તેજ ટેબલ પર પડેલી છુરી હાથમા પકડી તેને ઓરડાની બાહાર અને આસપાસ નજર કીધી. ખુલડાગ દાદર ઉપર મનીરા સાથ ઉભો રહી કાંઇ મસલત કરતો તેને દેખાયો. સુલવાને છુરી હાથમા મજબુત પકડી દરવાજો ઉઘાડી એક જબરી છલાંગ મારી ઓરડાની બાહાર કુદી પડી રાતના સીહા અનધારામાં ખુલડાગ અને તેના સોબતીની નજર આગલથી આંખના પલકારામા ગુમ થઇ ગયો.

---

# પ્રકરણ આડત્રીસમું.

## વાઘના મોહોડાંમાં બીજું બકરૂં. એક અગતના કામમાં થએલી ખલલ.




રે દોડો દોડો !! પકડો !! શેકાર હાથથી ગયો !! "ખુલડાગ જબરી બુમ પાડી દાદર પરથી કુદી પડી સુલીવાન પાછલ દોડીઓ, અને તેજ વખતે પાછલા ઓરડામાં બેઠલા તેના સોબતીઓએ ખુલડાગની સાથ સુલીવાનની પુઠ પકડી.

ખુદા તુને બચાવે "મનીરા ધ્રુજતી મનમા બોલી." અને મને તારી બુરી સરજત નહી દેખાડ ! મારી દુઆ છે કે તું ખુશી રેહે ! ખુદા તારો નીગેહબાન થાએ !!

સુલીવાનનુ શું થશે—તે કાહાં ગયો હશે—રખે તે પાછો પકડાએ એવી ઇનતેજારીમા મનીરા લગભગ એક કલાક સુધી રેહી, તેવામા ખુલડાગ અને તેના સાથીઓ જેઓ સુલીવાનને પકડી પાડવા તેની પુઠે ગયા હતા તેઓનો પાછા ફરવાનો અવાજ તેણીને કાંને પડીઓ. રખે સુલીવાન પકડાયો હોએ !! પોતાના ઇનતેજાર દીલની ખાતરી કરવા તે તુરતજ તેઓની સાંબે ગઇ તો તેનીએ સુલીવાનને બદલે એક અતી રૂપવંતી ખુબસુરત કોમલાંગી ઓરતને તેઓના હાથમા બેહોશ પડેલી જોઇ.

ખુલડાગ આ બેહોશ ઓરતને પોતાની ખાંધ ઉપર મારી મનીરાના ઓરડામાં લેઇ ગયો અને તીઆં તેના બીછાના ઉપર તેને લેટારી બોલીઓ "મનીરા, હમો એક મરદ સોધવા ગયા અને એક ઓરતને પકડી લાયા. આહા !! શું એની ખુબસુરતી છે. એ તો એક એજ છે કે જેની ખુબસુરતી હરેકનું દીલ ચોરી લીએ છે. સડ-

કની પેલીમેર પુલની નીચે ઉતારૂથી ભરેલી ગાડીના ઘોડાઓએ ઠોકર ખાધી અને ગાડી ઉંધી વલી ગઇ. માનસોની દુઃખભરી ચીચારીના અવાજ હમારે કાંને પડતાંજ હમો તે તરફ દોડીઆ. સુલીવાનની સોધ ઠેકાણે રેહી અને આ ઓરત તેને બદલે બેહોશ પડેલી હમુને મલી આવી. તુ એને તારી દેખરેખ અંદર રાખ. એની સારવાર કર. એને ભડકાવી ના દેતી. એ કાંઇ મરી નથી ગેઇ. એનો દંમ ચાલેછ. એ ફકત ધાસતીની મારી બેહોશ થઇ ગઇ છે. એને તું હુશીઆર કરજે તેટલા હમો પેલા સુલીવાનની સોધ કરી તેને પકડી લાવીએ છઇએ.

મનીરાને મન હવે સુલીવાનની સલામતી નક્કી થવાથી નીરાંત થઇ. હવે તે પોતાના આ નવાં કાંમ ઉપર ધીઆન આપવા લાગી. થોડુ ઠંડુ પાણી મનીરાએ આ બેહોશ ઓરતના મોહોડા ઉપર છાંટીયુ અને તેની અસરથી તે તુરતજ પોતાની હુશીઆરીમા આવી આ મકાનની આસપાસ નજર કરી પોતે કાંહા આવી પડી છે તેની તલાશ કરવા ધીમે અવાજે મનીરાને પુછવા લાગી "શું આ તમારૂ મકાન છે બાઇ?"

હા બેહેન "મનીરા માયાલુ આવાજે બોલી" કાઇ ફીકર કરો ના. તમુને ઘણું વાગુ છે?

નહી. મને વાગ્યુ હોય એમ લાગતુ નથી. "પેલી ઓરત બોલી" પણ મારૂ આંગ ઘણું દુઃખે છે. મને મુસાફરી રાતો રાત કરવી જોઇએ. મારૂં કાંમ ઘનું અગતનુ છે. મને મેહેરબાની કરી ગાડી પર મોકલાવો?

ગાડી કાહાંથી મલે? "મનીરા બોલી" ઘોડા તો છુટી નાહાસી ગયા, અને ગારીના ચાક ભાગી ગયાં. બેહેન રાત મોડી થઇ છે. વલી રસતો નઠરો છે. રાત હીઆજ તોડી પાડો તો ઠીક.

નહી નહી બેહેન. "પેલી ઓરત રડી પડી" કાંઇબી કરી મને કોઇનોબી સાથે હમનાજ મોકલાવો કારણકે કાલે સહવારના મને પેરીસમા જરૂરનુ કાંમ છે.

તે જેમ તેમ કરી બીછાના પરથી ઉઠી બેસવાની તજવીજ કરવા લાગી, પણ તેટલાં તેને ફેર આવવા લાગા અને તેજ વખતે તેણીનો જીવ ઝીમાઇ જવાથી તે પાછી બીછાના પર પટકાઇ બેહોશ થઇ પડી બડબડવા લાગી "ઓ ખુદા!! હુ નહી જવસ તો તે મારે સારૂ શું ધારસે."

*   *   *   *



# પ્રકરણ ઓગનચાલીસમું.

## બાંમબે બાર. ભુલો પડેલો ભોલો ભોરવાયો.




લીવાનનુ શું થયુ ?

ચોરાના ગુફામાથી જેવો તે બાહાર પડીઓ તેવોજ તે સીધો સડકવાલો રસતો મુકી ઝાડી અને વાડો કુદાવતો, ખેતરો અને ઝાડાડોવાલી ગીચ જગામા ઘુસી ગઓ અને જીવ લઇ જરાણી પાછલ જોવા વગર દોડવા માંડીયું. સુલીવાનની આવી હીકમત ભરી તદબીરથી ફુલડાગ અને તેના ખુનપર ચહડેલા સોબતીઓએ ઠાપ ખાધી, સબબ તેઓ તેને પકડવા સરતવાલી સડક ઉપર વીજલીની ઝડપથી જયારે દોડતા હતા તીઆરે તેમનો શેકાર તેથી ઉલટોજ રસતો કાપતો હતો.

એવી રીતે વગર જાણ પીછાણવાલે રસતે રાતની અંધારી અને ઠંડીના ધુંમસ વચે નાહાસતાં ભાગતાં દુરથી એક મકાનમા બલતી બતી સુલીવાનની નજરે પડી, અને તે બતીના ઉજાસની તરફ મદદ મેલવવાની આસાથી તેને ચાલવા માંડીયું. દસ મીનીટના અરસામા સુલીવાન તે મકાન નજદીક જઇ પુગો. મકાનની આસપાસ નજર કરતાં તેને **"બાંબે બાર"** એવા મોટા હરફે લખેલુ એક પાટીયું લટકાવેલુ જોયું. આ ઉતારાની જગા જોઇ તેને તુરતજ દરવાજા ઠોકીઆ.

એ કોણ દરવાજે ઠોકેછ આવી મોડી રાતે ? "અંદરથી સવાલ કીધો."

એક ભુલો પડેલો મુસાફર. "સુલીવાંને કેહેયું" મને આસાએસની ઘણી જરૂર છે. હું પઇસા આપવા તઇઆર છેઉ. શેહેર ઘણું દુર છે અને રસતો મને બીલકુલ ખબર નથી.

તમે રાત હીઆ રેહેવા માગોછ "દરવાજો ઉઘાડી "બાર"ના માલેકે કેહેયું" પણ જગો કાહાં છે. આવતી કાલે બીજી સરતના દીવસ હોવાથી લોકોએ આજથી જગા રોકી રાખી છે.

ખરી વાત તો એ છે ભાઇ કે મને ચોરોએ લુટી લીધો છે. "સુલીવાને પોતાની ખરી વાત કેહી" તેઓ મને જબરાથી પોતાને મકાને લેઇ ગયા, અને મારૂ ખુન કરવાની ગોઠવણ કરવા લાગા. પણ ખુદાની મેહેરબાનીથી તેઓનો એ વીચાર તેઓ સાથ વસતી એક જવાન ઓરતે મને જણાવીઓ અને હુ જીવ લેઇ તીઆંથી નાહાસી આયોછ. જો આજના રાત મને સુવાની જગા તું હાંઆં કરી આપે તો તેના બદલામા તુ જેબી માગે તે આપવા હુ કબુલ થાઉછુ. મારૂ નાંમ સર સુલીવાન છે.

વાંચનારને જણાવવુ જોઇએ કે આ બોંમબે બારમા ચીકીન અને તેના મદદગાર ફકીરીએ ઉતારો લીધો હતો. વાંચનારે વધારે એટલુ જાણવુ કે ખુલડાગ

અને ચીકીન બંને ખાસ દોસતો હતા અને તેઓ પોતાનો વેપાર ભાગમા ચલાવતા હતા. જેમ ફુલડાગ સરતની સડક ઉપર પોતાનો શેકાર સાધવા બેઠો હતો તેમ ચીકીન બોંમબે બારમા કોઇ "ભુલાચુકા"ની રાહા જોતો મોડી રાત વેર જાગતો હતો. સર સુલીવાને બોંમબે બારના માલેક આગલ પોતાની ઉપર ગુજરેલા સીતમનો કરેલો તમામ ખુલાસો બોલેબોલ ચીકીને સાંભલી લીધો અને તેજ વખત તે સમજી ગયો કે આ નાહાસી આવેલો સખસ ફુલડાગનો શેકાર છે અને તેને નહસાડનાર પેલી જવાન ઓરત કોઇ નહી પણ મનીશા છે. સુલીવાનની આ હકીકત સાંભલી ચીકીન તુરતજ કુરેસતાનુ ડોલ ઘાલી બોલી ઉઠીઓ. "અંદર આવો, અંદર આવો સાહેબ. તમારા જેવાને તો જરૂર મદદ મલવી જોઇએ. તમારી વાત સાંભલી હુ ઘનોજ દલગીર છેઉ સાહેબ. હવે રાતતો તમે હીઆંજ તોડી પાડો. આ લટા ઉપર એ બદમાસોનો ખુબ દોર ચાલેછ. સારૂ થયું કે તમે બચી ગયા.

પણ પેલી ઓરત ખરેખર કોઇ અમીરી ખવાસની "ફકીરીએ કેહેયુ" પણ તણીએ કરેલો વીસવાસ ઘાત જો પેલા બદમાસો જાણસે તો નક્કી તેઓ તેનુ ખુન કરશે.

ખુની-ફાંસીઆ-પઇસા ખાતર લોકોનો જીવ લેવાબી ડરતા નથી. "બાર"વાલો દરવાજા બંધ કરી બોલીઓ. "મને લાગેછ કે કાલ સહવાર પડતા એક નવાં ખુંનની ધુમ પડવાની. હું સરત મારૂછ કે પેલી ઓરતનુ ખુન થાય છે.

અરે ખુદા!! "સુલીવાન આ ચંડાલ ચોકડીને વગર પીછાનવે દયાથી ઉસકેરાઇ બોલીઓ" તીઆરે શું મારો જીવ બચાવવા ખાતર તેનુ ખુન થશે !!

ખુન થશે ? અરે થશે શું બોલોછ સાહેબ. ખુન થયું એમજ બોલોની !!! "ચીકીને ઘરપચનો દાવ માંડીઓ" આહા ! કેવો બનાવ ! તે બીચારીના મોત સીતાબી કીધી !! તેની અજલજ આવી પુગી તે તમુને બચાવવાનું તેનીને સુજ પડીયું !!! પણ શું એ બદમાસો એમ ફાવી જાએ ? શું માનસને બકરાની માફક મરજીમાં આવે તીઆરે તેઓ કાપી નાખે, અને શું તેની કાંઇ દાદ કે ફરીઆદ થાએ નહી. આહા ! મારૂ લોહી કેવું ઉકલેછ. જો મારી સાથ ફકત બીજા બે આદમી આ ઘડી તઇઆર થાએ તો હુ એ નાપાખોને રાતો રાત જકડી પકડી પેલા તબારીને સવાધીન કરી આપું, અને પેલી ભલા ખવાસની ઓરતનો જાંન ઉગારવાનુ પુન હાસલ કરૂં. તમે મને ઓલખોછ સાહેબ? હુ જાતે એક મીસકીન ખેડુત છેઉ, અને એ નાપાખોના તમામ ખુના ખનતોલાં મને ખબર છે. પણ લાચાર !! એખલો શું કરૂં.

હુ તમારી સાથે આવવા તઇઆર છેઉ દોસત. "ફકીરીએ ફરેબનો પાસો ફેકીઓ" એક ખુન થતુ અટકાવવુ—એક ઓરતનો જીવ જતો બચાવવો એના જેવુ ભલું કામ બીજું શું છે. મારા જેવા ગરીબને એવી ભલાઇ મેલવવાની તક કયારે મલે. ચાલો આપન બે જના જઇએ.

જો એમજ હોએ તો એથી તન ભલા. તમારી સાથે આવવા હુ પણ તઇઆર છેઉ. "સુલીવાને મનીશાને બચાવવા હીમત કીધી" ચાલો આપન તન થયા.

ચીકીન, ફકીરી અને સુલીવાન તન જન ઓંમણે બારમાથી બાહાર નીકલીઆ. ચીકીન ખેતરોમાંથી વાંકેતીકે રસતે સેહેકડો ઉંધી ચતી વાતો કરતો ખુબડાગના મકાન આગલ દસ મીનીટમાં સુલીવાનને લઇ આવી પુગો.

આજ તે મકાન "સુલીવાને તુરતજ તે જગા પીછાની કેહેયુ" ગરબડ કરવાની કાંઇ જરૂર નથી. દોસતો ધીરજથી કામ કરજો.

બરાબર છે. "ચીકીને દરવાજો અલગો જોઇ કેહેયું" દરવાજો ઉઘાડો છે. તેઓ ઉપર હશે. તમે અંદર આવો સાહેબ, અવાજ નહી થાએ. આસતે.

નબરવસ સુલીવાન તેઓ સાથ આ મકાનમા દાખલ થયો. ફકીરી દરવાજા બંધ કરવા લાગો, અને તેજ વખતે જેમ એક સીહ પોતાના શેકાર પર ટુટી પડે તેમ ચીકીન સુલીવાન ઉપર એકાએક કુદી પડી તેને જમીન ઉપર પટકી નાખી પોતાના દગલાના ગજવામાથી એક લાંબુ દોરડું કાહાડી તે વડે સુલીવાનના હાથ અને પગ મજબુત રીતે સીકડી લીધા.

"હવે તું જો કે પેલી દગલબાજ મનીરાના કેવા હાલ થાય છે." ચીકીન અને ફકીરી સુલીવાનને એવી હાલતમા પડતો મુકી ઉપર ગયા. મનીરા પેલી સુંદર ઓરતને પોતાના બીછાના ઉપર સુવાડી પોતે પાછલા ઓરડામાં નીરાંતે બેસી ઝુપતી હતી, તેવામા ચીકીન તેની સાંમે જઇ બોલીઓ; "મનીરા તારો સુલીવાન પકડાયો. તેં તેને નહસાડીઓ ખરો પણ હુ તેને હીઆ પાછો લેઇ આયોછ. દગલબાજ તુ અંતે હમારી સાથ દગો રમી છે."

મનીરા ચીકીનના આ સખુનો સાંભલી ધાસતીથી પીલી થઇ ગઇ. એ શું નવી આફત! હવે તેનીએ પોતાનુ મોત નક્કી જાણીયું, સબબ તેનો તમામ ફરેબ ફુટી ગયલો તેનીએ જોયો.

દગલબાજ તું ગુનેહગાર ઠડી ચુકી છે, અને તારો જીવ લીધા વગર હમારો છુટકો નથી. "ચીકીન મનીરાના આંગ ઉપર ધસીઓ, અને મનીરા પોતાના બચાવ ખાતર એક ખુનામા જઇ ભરાઇ. હવે આ બને જન વચે ઝપાઝપી થવા લાગી. ફકીરી પણ આ ફેસાદમા ચીકીન તરફથી ભાગ લેવા લાગો. મનીરાની તકરારના અવાજ અને ચીકીનની બુમ સાંભલી પેલી સુંદર ઓરત પોતાની નીંદમાથી ઝપકી ઉઠી. જે કાંઇ તેનીએ થોડુ ઘણુ સાંભલીયુ તે ઉપરથી તે પોતે કાંહા આવી ફસી છે તે સમજી ગઇ. આ ખુનીઓને હાથથી છુટવા અને ચોરોનાં ટકામાથી નાહાસી જવાની નેમથી પોતાની સરવે હીમત એકસંગ કરી તે બીછાના પરથી ઉઠી. ખુદરતે તેનીને મદદ કીધી. મનીરા, ચીકીન તથા ફકીરી પાછલા ઓરડામા પોતાની પનચાતીમા પડેલા હતાં તેટલાં આ સુંદર ઓરત ધીમે કદમે ઉઠી દરવાજાની બાહાર નીકલી પડી ઘનીજ બારીક સમયસુચકતા વાપરી દરવાજો હલવે રહી બંધ કરી બાહારથી સાંકલ દઇ એકદમ દાદર પરથી કુદી પડી નાહાસવા લાગી. નીચે ઉતરી જેવી તે નાહાસતી હતી તેવીજ તેની નજર સુલીવાન ઉપર પડી.

ખાનુ ખુદા ખાતર મારા બંધ છોડો. "સુલીવાને ફગલીને કેહેયું." એક આદમીનો જીવ બચાવો—એ લોક મારૂં ખુંન કરશે—મારી પર દયા કરો.

આ દયાની માંગનીના સખુનોથી પેલી ઓરતનુ દીલ પીગલી ગયું, અને કાંઇબી સવાલ સુલીવાનને કરવા વગર તુરતજ તે સુલીવાનના બંધ ટેબલ ઉપર પડેલી એક છરી વડે કાપી નાખવા લાગી. તેટલાં દરવાજા ઉપરથી ઠોકાવા લાગા. ચીફીન વાઘ મીસાલ બરાડો પાડી મનીશને ગાલો દેવા લાગો. પોતાની આવી રીતની હાર થવા સાથ બંધીવાંન તરીકે ઓરડામાં કેદ પડીઆથી ચીફીનના ગુસ્સાનો પાર રેહો નહી. તે દરવાજા ગગડાવી ભાંજી નાખવા લાગો. આહા! આવે સમે સુલીવાનની જીંદગી કાચાં સુતરના તાર ઉપર લટકેલી હતી. સુલીવાનના બંધ કાપતાં ઘણો વખત લાગનો હતો. એવામાં જો ઉપરના દરવાજા ઉઘડી જાએ તો ચીફીનના હાથમાં તે લોકનુ મોત હતું. એવામાં જો ફુલડાગ પોતાના સાથીઓ સાથ બાહારથી આવી લાગે તો તેની તમાંમ મેહનત બરબાદ જાએ એમ હતું. પણ અંતે પેલી બાહાદુર સુંદરીએ સુલીવાનના બંધ કાપી નાખી તેને છુટો કીધો. સુલીવાન જેવો છુટો થયો તેવોજ પોતાના બચાવનારનો હાથ પકડી બોલીઓ "નાહાસ! એકદમ નાહાસ!! હીમત રાખી નાહાસ!!!" અને તેજ વખતે આ અનીતીના ધાંમમાથી અને ચોરોના ગારમાથી સુલીવાન પેલી સુંદરને લેઇ નાહાસવા લાગો. હજી તો તેઓને નાહાસવાને થોડી પલ થઇ નહી તેટલા ઉપરનો દરવાજો ચીફીનના આચકાએ મીજાગરાંમાથી ભાગી ગયો, અને ચીફીન તે દરવાજા સાથ દાદરપરથી ગબડતો નીચે પડીઓ.

"પકડો પકડો!! તેઓને હમનાજ જતાં મે જોયાં છે. તેમનો પીછો છોડવો નહી."

પણ તે તુરતજ ઉઠી શકીઓ નહી એટલે શીકાર દુર નીકલી ગયા. સુલીવાનના નસીબે આ વખતે ઇઆરી આપી. પેલી સુંદરે તેમજ સુલીવાંને પોતાની હીમત જાલવી રાખી બને તેટલી ઝડપથી દોડી સેવટે વસતીવાલા કોઇ રસતા ઉપર જઇ પુગાં. સુલીવાંન તીઆંથી એક ગાડી મેલવી પેલી સુંદરને લેઇ પોતાને મકાંને ગયો.

પણ કેવી દલગીરી!! જેવો સુલીવાન પોતાને મકાને પુગો કે તેજ વખત પેલી સુંદર નાર બેહોશ થઇ સુલીવાનના હાથમા પડી.

* * * *

પણ ડાકટર "સુલીવાંને પુછીયું" તેની તબીયત હાલ કેમ છે?

તબીયત સારી કાંની છે "ડાકટર બોલીયો." હમના તો તે ઉંઘમાં પડી છે.

એને પોતાનુ નાંમ શું કેહેયુ ડાકટર? "સુલીવાને પુછીયું."

વલબરગા!! "ડાકટરે જવાબ દીધો."

વલબરગા! "સુલીવાન મનમા બોલીઓ" કેવું મીઠું નામ. જેવી મીઠી એની સુરત છે તેવુજ મીઠું એનુ નામ છે. ડાકટર તમારી મેહેરબાની થઇ. વલ-

બરગાની સારવાર કરવા સારૂ મેં એક ખાસ ઓરતને રાખી છે. તેને નખી કાંઇ તમારે કેહવું હોએ તે ફરમાવજો અને તમુને જયા સુધી વાજબી લાગે તીઆ સુધી તમે તમારા દરદીની મુલાકત લેતા રેહેજો.

ડાકટર ગયો કે તુરતજ વલબરગાની સારવાર કરવા માટે રાખેલી દાસી આવી બોલી "સાહેબ, એ છોકરીનુ તમામ ધીઆન તેના ભાઇ વેરીઅનમા ભરાયલું છે. હમના જેવી હુશીઆર થઇ કે આજનુ "ન્યુસપેપર" વાંચવા લાગી અને તેમા આ ફકરો વાચી હરખથી બોલી "શુકર ખુદાના તે બીલકુલ સલામત છે."

સુલીવાન પેલી દાસીના હાથમાથી તે છાપો લેઇ તેમાથી પેલો ફકરો વાંચવા લાગો.

**તુરંગમાથી બંધવાનું નહાસવું:**—છેલ્લી સેશનમા વેરીઅન નામનો એક જવાન છોકરાને અતરેના જાણીતા વેપારી રૂસોની દસ ગીની ઉચાપત કરવાના વાંકસર તન વરસના કેદખાનાની સજા થઇ હતી. આ બંધવો ગઇ રાતના જુની તુરંગમાથી એકાએક નાહાસી ગયો છે. પુલીસ તેની સોધમા ફરે છે. છેલ્લી ખબર પરમાણે બંધવાનો કાંઇબી પતો હજુ મલીઓ નથી."

તે કેહેછે કે પોતાના ભાઇ વેરીઅનને મલવા તે પૅરીસ જતી હતી તેવામા રસતામાં તેની ગાડી ઉંધી વલી અને તેની બેહોશ હાલતમાં તેને કોઇ તીઆંથી ઉચકી ગયું. "પેલી દાસીએ વધુ ખબર સુલીવાનને આપી" તે તેના ભાઇનુ ઠેકાનુ કાંઇ બોલી તે મે લખી લીધુ છે. આ રેહું તે સાહેબ.

સુલીવાન હવે વલબરગાની તમાંમ હાલત સમજવા લાગો. તેને તુરતજ પોતાના વીસવાસું નોકર સેમબોને બોલાવી કેહેયું" સેમબો કાંઇબી ધીલ કીધા વગર એક દંમ પૅરીસ જવા તું તઇઆર થા. કામ ઘનું ખાનગી છે, અને તારી ઉપર મારો વીસવાસ છે. પૅરીસ જઇ આ કાગજ ઊપર જે ઠેકાનું લખીયુ છે તે સોધી કહાડજે. તીઆં વેરીઅન નામનો સખસ તુને મલસે. તેને વલબરગાનુ નાંમ આપી ખાતરી કરજે કે તુ તેનો દોસત છે. આ ઠેલીમાં બસો ગીની છે તે તું તેને સવાધીન કરજે અને કેહેજે કે તેની બેહેન વલબરગા લનડનમા સલામત છે. તેને નામનાં કાગજ હમેશા ટપાલ હાફીસમા હવે પછી લખસું. વલી વધુ તેને કહેજે કે જે વખત જાયછે તેમા તેના ગુનાહાની માફી મેલવવાની ગોઠવણ થશે. તુ જલદી જા ધીલ કરવાનુ કાંઇ કારણ નથી.

સુલીવાન હવે વલબરગાના વીચારમા પડીઓ. દીવસ વહી ગયો અને રાત પડી તેનો તેને ખ્યાલબી રેહો નહી. પોતાની હાલત તે ભુલી જવા લાગો અને આ સુંદરરૂપી ઓરતના પ્યારમાં તે બલવા લાગો. પણ તેના વીચારમાં એકાએક ખલલ પડી. પાછું ફરી તેને નજર કીધી તો દીવાનખાનામાં એક ઓરત પોતાના ચેહેરા ઉપર કાલો બુરખો નાખી ધીમે કદમે તેની સાંમે આવી ઉભી રેહી.

એ રાતને સમે કાલા બુરખામાં વીટલાએલી ઓરત કોણ હતી જે બેધડક દીવાનખાનામા ચાલી આવી.

# પ્રકરણ ચાલીસમું.

## કાલા બુરખાવાલી ઓરત. બેવફાનો પસતાવો.



લીવાંને પોતાના દીવાનખાનામા બેધડક એક ઓરતને આવ રીત ચાલી આવેલી જોઇ પેહલાં તો તે વીચારમાં પડીઓ, પણ જેવો તેનીએ પોતાના ચેહરા પરથી બુરખો ઉંચકી નાખીઓ કે તેજ વખતે સુલીવાંને તેને પીછાની અને ખુશી થઇ બોલીઓ "કોણ મનીરા ! ઘણું થીક થયુ કે તુ આવી. તુને સલામત જોઇ હુ ખરેખર ખુશી છેઉ. હુ ધારતો હતો કે પેલા*ચંડાલોએ જરૂર તારૂ ખુન કીધુ હશે. આહા ! તારો કેટલો પાર મારી ઉપર થયો !! બેઆંમબે બારમા પેલાં ચંડાલોને ભલાં આદમી સમજી મેં ખરી વાત કેહીં દીધી, પણ તેમા હુ બીલકુલ ઠગાયો.

અને સુલીવાન પેલી જવાન ઓરતને તુ તારી સાથ લેઇ આયો તે કાંહાં છે ? "મનીરાએ પુછયું."

તે મારા મકાનમા સલામત છે. "સુલીવાને કેહયું" પણ મનીરા, આ બદ-માસોની સંગતમાં તું કેમઃ—

બસ સુલીવાન "મનીરા બોલી ઉઠી" એ વાત કરવામા સાર નથી. ખરી વાત છે કે તેં મને તે બદમાસોની સંગતમા જોઇ. ખરી વાત છે કે વારેઘડીએ તેઓના કામમા મને ભાગ લેવો પડે છે. તેથી કરી જો કે મારી ચાલચલન બદ-લાઇ છે પણ સુલીવાન મારો તારો તરફનો ચાહ નથી બદલાયો. તે વાતને આજે ચાર વરસ થઇ ગયા છે. સુલીવાંન તુને તે ઇઆદ છે. તારી પ્રીતની અગનમાં હુ કમબખત કોઇ કવખત પડી. તારી સોહામની સીકલની સબી મારા જીગરમા વસી રેહી. તારાં મીઠાં નામનો અવાજ મારા કાંનમા ઠસી રેહો. તારો ખ્યાલ મારા મગજમા રાત દીન ઘુમી રેહો. પણ એ સઘલાનું સેવટ શું. મારી હાલની હાલત !! જે તેં કાલ રાતે જોઇ તેથીબી નબેહુતર મારી હાલત છે. પણ શું કસુર એમા તારી હોય ? એ તો કીસમતની કસુર. દોજખના અનંત ઉંડા ગારમા ઉંધે મસતકે ગબડી પડયા પછી સેવટે તેને તલીએ જઇ પડાય, પણ હું એવા એક ઉંડા ગારમા ગબડતી જાઉછ કે તેને તલીએ જઇ પુગવાની મને આસા બીલ-કુલ નથી.

ગઇ ગુજરીને ઇઆદ ના કર મનીરા. "સુલીવાંન દુઃખી થઇ બોલીઓ" કસુર તેમા મારો જો હોએ તો તુ કેહે તેવી રીતે તારૂ તારણ કરવા હુ તઇઆર છેઉ. શું હું વફાદાર નહી હતો ? શું મારી આંખોમા તુને મે નહી સમાવી રાખી હતી ? શું મારા જીગરમાં મે તુને ઘર નહી આપીયું હતું ? કદીબી તારી તરફ હું બેદરકાર રેહો હતો ? કદીબી તુને હું ભુલી ગયો હતો ? હુ તુને પરણી મારી જીંદગીનો સાથી કરવા રાજી હતો. પણ તુએ તારી નજરમા પાપ વસા-

વીધું હતું. તે મને દુઃખી કીધો. નાસીપાસ કીધો. તારા વચનો તું ભુલી ગઇ. તેં મારી ખાતરી કરી આપી કે ઓરતના વચન રેતીની જમીન પર કોતરેલા લેખ સમાન છે. પણ હવે તે વાત ભુલી જવી જોઇએ. તેં મારો જીવ બચાવીઓ છે. મારા જીવને ખાતર તેં તારો જીવ જોખમમા નાખીઓ છે.

હુ એટલુજ માંગવા આવીછ કે પેલી સો ગીની તુ મને આપી દે "મનીરા પેલું કાગજ સુલીવાનને આપી બોલી" કે હું તે તેઓને સપુરદ કરૂં. મને વધારે ખોટી ના કર. મારી પુઠે પેલા બદમાસો લાગેલા છે. તેમાના ત્રણ જન આ ગલીને નાંકે મારી સાથ અધીરા પડી આવેલા છે. તેઓ મારૂં ખુંન કરતા હતા પણ મેં તેઓને વચન આપીયુ કે જો હુ સો ગીની તેઓને તારી પાસથી લાવી ન આપું તો બેલાશક મારો જાંન લેવે.

હુ આપવા તઇઆર છેઉ મનીરા. "સુલીવાને જવાબ દીધો" લે. આ રેહી સો ગીની. મનીરા, મારો જીવ બચાવી તે મને નવો જનમ આપીઓ છે.

પેલો આદમી જે તુને "બોંમબે બાર"માથી લલચાવી પાછો ખુલડાગના મકાનમાં લેઇ આયો, તે ચીકીન ફાસીગર હતો. અજબ ના થા. સુલીવાન, તે લોકને ફસાવવા કે પકડાવવાની કાંઇબી તજવીજ હવે તારે કરવી નહી. તારા નાહાસી જવા પછી તુરતજ ખુલડાગ અને તેના સાથીઓ તારી સોધમા નીકલેલા નાસીપાસ થઇ પાછા ફરીઆ. તારી તમામ હકીકત જાણી તેઓ સરવે ખુંન પર ચહડીઆ. ખુલડાગે મારૂં ખુન કરવાનો ચીકીનને હુકમ કીધો. હુ મારી સરજતને સરણ થવા સુલીવાન, તારૂ નાંમ ઇઆદ કરી તઇઆર થઇ. તારો ચોતાર તે વખતે મારી નજર આગલ આવી ઉભો. તે જોતાંજ મને તારી ઇઆદ પડી અને મેં તેજ વખત ચીકીનને કેહેયુ કે" હુ મરવા તઇઆર છેઉ—હુ કબુલ કરૂછ કે મેં તમુને દગો દીધોછ—હુ કબુલ કરૂછ કે સુલીવાનને મેં નહસાડીઓ—તેનો જીવ બચાવવા મેં તેને કેહેયું. તમુને તેથી સો ગીનીનુ નુકસાન ગયું છે ખરૂં પણ જો મારી ખતા તમે માફ કરો તો તે સો ગીની હુ તમુને તેને તીઆથી લાવી આપવા કબુલ થાઉછ. તેઓએ એ વાત કબુલ કીધી. હુ તેઓને હાથ ટાલી નહી આપું એટલાં માટે તેઓમાના તણ જન મારી સાથ આ ગલીને નાકે આવી મારી રાહા જોતા ઉભા છે. હવે હુ જાઉછ. સુલીવાન તુ સુખી રેહેજે. મેં મારી ખુવારી મારે હાથે કીધી છે. પસતાવો જે મને થાએ છે તે તેનોજ છે. હુ જો તુને દગો કરતે નહી તો તુ કદીબી મને તજી જતે નહી. તુને મેં દગો કીધો, તારા જેવા વફાદાર સાથ હુ બેવફા થઇ એટલે તેનું ફલ મને ચાખવુજ જોઇએ. સુલીવાન હુ તારી રજા લેઉચ.

---

# પ્રકરણ એકતાલીસમું.

## મનીરાની નવી મેહરબાની. નવો દગો.



ફીન બુલડાગ અને ફકીરી ગલીને નાંકે ઉભા રેહી "કાગને ડાલે" મનીરાની વાત જોતા હતા. જેવી મનીરા આવી પુગી કે બુલડાગે પુછીયું "કેમ લાવી કે?"

હા. લે. ગની લે. બરાબર સો ગીની છે "મનીરાએ પડીકું તેના હાથમા આપી કેહેયું."

બરાબર સો છે. "ચીફીન ગનતી કરી બોલીઓ." વારૂ મનીરા પેલી સુંદર તારી નજરે પડી કે? તે તીઆં હતી કે?

સુલીવાંને તે ઓરતને આજે સહવારના તેના સગાંને સવાધીન કીધી છે. "મનીરા વાત દાબી નાખવા બોલી."

એ નાપાખને એમ કરવાની શું સતા હતી? "બુલડાગ બોલીઓ" દોસત ચીફીન આજે કાંઇ રંગ જમાવવાનો વીચાર થાએછ. તુ જો હીમત કરે તો સુલીવાનના ઘરની મુલાકાત લેઇએ. કેમ મનીરા તેં સું ધારીયું?

વાત મુશકેલ છે. "મનીરા કચવાઇ બોલી" પછી તો તમારી મરજી.

સબુર કર. "ચીફીન બોલીઓ" ઘરની એક બાજુ તબેલો છે. તબેલાના છાપરાં પરથી અગાસી ઉપર સેહેલાઇથી જવાસે. વાસતે પેહેલા તબેલામાં જવું જોઇએ.

ઠીક ઠીક "ફકીરી બોલીઓ" ચાલો ભલા કામમાં ધીર કેવી. હમના દસ થયા છે. બાર વાગે કામ સરૂ કરીએ. મનીરા તુ જા. હમે આંને આખી રાત રોકાસુ.

હું જાઉછ. "મનોરા જતાં જતાં બોલી" પણ તપાસી કાંમ કરજો.

મનીરા મસકરી કરતી ઘર તરફ ચાલી. પણ ચીફીનને તેની ઉપર ફરીથી શક ગયો. તે બુલડાગને તીઆંજ ઉભો રેહેવા કેહી પોતે દુરથી બેમાલુમ મનીરાની પાછલ લાગી તેની હીલચાલ તપાસવા લાગો.

મનીરાની બાહારની હાલત ગમે એવી હીનપસતીથી હોનાએલી અને બદનામોના કલંકોથી કાલી થએલી હતી પણ તેના ખવાસ જેવા અને તેવાજ અસલ પરમાણેજ રેહા હતા. સુલીવાન તરફ તેનો ચાહા જેવોને તેવો ધીકતો રેહો હતો. એક વખત પોતાના જીવના જોખમે જયારે મનીરાએ સુલીવાનને બચાવીઓ તીઆરે શું આવી વખત ચીફીનની ગોઠવણનો તેને ભોગ થવા દેશે?

મનીરાએ આગલ પાછલ દુર નજર કરી પોતાની ખાતરી કીધી કે કોઇએ તેની પુઠ પકડી છે કે નહી. જયારે કોઇબી તેની નજરે પડીયું નહી તીઆરે તે એક દારૂ વેચનારની દુકાનમાં દાખલ થઇ. તીઆં જઇ તેને એક કાગજનો કટકો અને કલમ માગી લેઇ કાંઇ તે ઉપર લખી કાહાડીયું.

ગરીબ બીચારી મનીરા. તે બીલકુલ નભરવસ રેહી. તેને ખબર નહી હતી કે જ્યારે તે દારૂની દુકાનમાં દાખલ થઇ તીઆરે ચીફીન દુરથી છુપાઇ તેને જોતો હતો, અને જ્યારે તે નીરાંતે કાગજ લખવા બેઠી તીઆરે ચીફીન પોતાની ખાતરી કરી ગલીને નાકે જઇ પોતાનું કાજ સાંધવા ઉભો હતો.

મનીરાએ કાગજ લખી એક જવાન છોકરાને તીઆથીજ સોધી કહાડી કેહુ "છોકરા સૈ. તારે લાએકનુજ કાંઇ કાંમ છે. આટલું કાગજ સર મુલીવાનને હમના ને હમના હાથોહાથ આપી આવે તો એક ગીની હું તુને આપું. લે આ ગીની. દોડ જલદી જજે. રસતામાં કોઇ જગા ઉભો ના રેહતો."

મનીરા પેલા છોકરાના હાથમાં કાગજ અને ગીની આપી પોરે પોતાને મકાને નીકલી ગઇ અને પેલો છોકરો પોતાને કાંમે દોડીઓ. ચીફીન જે ગલીના નાકા ઉપર મનીરાનુ કાવતરૂ સમજી જઇ ઉભો હતો તેને આ છોકરાને જોતાજ ઓલખી ગલામાથી પકડી તેના હાથમાથી કાગજ છીનવી લીધું અને થોડા પઇસા તેના હાથમા મુકી તેને જવા કેહેયું.

ચીફીન આ કાગજ લઇ ફુલડાગ પાસ ગયો, અને મનીરાનું કાગજ તેના હાથમાં આપી વાચવા કેહેયું. ફુલડાગ તે કાગજ વાંચવા લાગો.

"આજે રાતના તારૂં ઘર તપાસજે. જાગસે તો જીતસે. ખવાબમા ખુવાર થસે. "બોંમબે બાર"વાલાં માણસો તથા ફુલડાગ આજે તારૂ ઘર ફાડનાર છે. મારી ચીંતા કરવી નહી. થવાનુ હશે તે થયા વગર રેહેનાર નથી. તબેલાની બાજુથી એ લોક બરાબર બાર વાગે કાંમ સરૂ કરનાર છે.

**લા૦ મનીરા."**

અરે મારી કેવી ભુલ થઇ કે તે રાતે મે એને જવા દીધી. "ચીફીન ગસ્સાથી બોલીઓ" શું એ આપન બધાને ફાંસી ચહડાવવા માગેછ. નહી. તેની આગમજ તો હું એનું ખુન કરસ. દગલબાજોની દોસતીમા સાર નથી. ખેર કાંઇ ફીકર નહી. સારૂ થયું કે આ કાગજ તેને ટેકાણે પુગું નથી.



# પ્રકરણ બેતાલીસમું.

## આસમાની-સુલતાની. વલબરગાનાં કીસમતના લેખ.



બ ત હવે રાતના બારનો થવાથી તેઓ પોતાનુ સુભ કામ સરૂ કરવા સુલીવાનના ઘર તરફ ચાલીઆ. ત્યાં જ- તાજ ચીકીને પોતાના હુંનરથી તબેલાનો દરવાજો ઉતારી પાડી ત્રણે જન અંદર દાખલ થયા. પણ સરૂઆત-માજ હરકત નડી. તબેલામા બીલકુલ અનધારૂ હતું કેઇ તરફ જવું તે તેઓને કાંઇ સુજ્યું નહી. ચીકીન તુરતજ પોતાના દગલાના ગજવાંમાથી એક "ચોર ફાનસ" બાહાર કાહાડી સલગાવી આસપાસ નજર કરવા લાગો. આવી મોડી રાતે એકાએક અનધારામા ઉજરડુ થવાથી તથા આદમીઓના પગલાના અવાજથી તબેલામાં બાંધેલા ઘોડાઓ ભડકી પગ અફાડી કાંન ફફડાવી ખંખારવા લાગા. ઘોડાઓએ કરેલા ઘોંઘાતથી ઘોડાવાલો જે મારીઆ ઉપર ભર ઉંઘમા પડેલો હતો તે જાગી ઉઠી ઘોડાઓ તરફ જોવા લાગો. ઘોડાઓ તરફ જોતા બતીના ઉજાસ વચે આ બદમાસો ઉપર તેની નજર પડી. તુરતજ એક જબરો સોટો પેલા ઘોડાવાલાએ હાથમા લીધો અને મારીઆ પરથી કુદી પડી ચીકીનના આંગ ઉપર ધસી જઇ એક ફટકો તેને લગાવીઓ. ફટકો પડતાજ ચીકીનના હાથમાનુ ફાનસ ભાગી ટુકડા થઇ ગયા, અને તે માહેલી સલગાવેલી બતી તબેલામા ભરી રાખેલા ઘાસના ઢગલા ઉપર જઇ પડી. ખુલડાગ અને ફકીરીએ પેલા ઘોડાવાલાને પાછલથી પકડી મજબુત સીકડી લીધો અને એક મજબુત જોર કરી તેને તબેલાની દેવાલ ઉપર એવો તો અફાડી નાખીયો કે તેજ વખતે તે નીમખહલાલ નોકર મુવા જેવો થઇ જમીન પર પડીઓ.

એટલા વારમાં પેલાં ફાનસ માહેલી બતીની ચીંગારીથી તબેલામાનુ ઘાસ સલગી ઉઠીયું. ચીકીને આગ !! આગ !! કરી બુમ પાડી. ખુલડાગે પાણીથી ભરેલી બાલદીઓ સલગેલા ઘાસ ઉપર રેડી, પણ ફોકટ. આગ તો વધવા લાગી. ઘોડાઓ આગના ભડકાંથી તુફાન મચાવવા લાગા. તબેલા માહેલી ગાડીઓ સલ-ગવા માંડી, પણ તે આગમજ તો મારીઆ ઉપર ભરી રાખેલું ઘાસ સલગી ઉઠીયું. કમબખતીની નીશાન !! આગે તો છાપરાનો કબજો લીધો. આવી રીતે કાંમ બેહેકેલુ જોઇ આ ઘરફાડુ બદમાસો ગુપચુપ કોઇની નજર નહી પડે તેમ ના-હાસી ગયા.

હવે આગ આસતે આસતે વધી જોર પકડવા લાગી. તબેલાનું છાપરૂં જેવું સલગી ઉઠીયું કે પવનના જોરથી તે ચોમેર ફેલાવા લાગી, અને આગના ગંજાવર ભડકાં છાપરાંમાથી બાહાર કુદી સુલીવાનના મકાંનની અગાસી પકડવા લાગાં.

આગ !! આગ !! કરી રસતા પર બુમ પડી. લોકોએ શોર કરી મેલીઓ. રાત ગોયા દીવસ હતો. આટલી બધી ગડબડ—લોકોનો ઘોઘાટ અને આગની ગરમી છતાં મકાનમાં વસતાં કોઇ જાગતાં નથી !! અરે કોઇ ઘરમાં છે કે? સુલી-વાન ! સુલીવાન !! આગ લાગી !! આગ લાગી !! નબોદ ! અગાસી સલગવા

લાગી, અને આગના ભડકાં આગલ વધી દીવાનખાનાની બારીઓ ઉપર ટાંગેલી રેસમી ઝાલરને પકડવા લાગાં. લોકોની ગીરદી અને ઘોઘાટ વધી ગયો, અને બંબાવાલાઓ જોરથી બ્યુગલ ફુંકતા આવી લાગા.

આહા! ઊંઘ! ઊંઘ! મોતના નાંધલા ભાઇ! તારી અજબ અસર. સુતેલું એક આદમી મુવા સમાન છે. હજારો ઉમેદ અને લાગો આસાવાલો સુલીવાન વલબરગાની પ્રીત અને મોહોબતમાં મસ્ત થઇ નીદમા પડેલો હતો, તેટલાં તેનુ નખોદ આવી રીતે થતું હતું તેનો હુવાઇ ખ્યાલબી તેને નહો હતો. બ્યુગલના અવાજ સાંભલી જેવો તે ઝપકી ઉઠીઓ તેવીજ તેની નજર પોતાના મકાનની હાલત ઉપર પડી.

આહા વાંચનાર!! સુલીવાનની આ વખતની હાલતનુ બયાન કેમ કરી શકાએ. તે ચુરતજ ઉઠી બારી તરફ દોડીઓ. પણ તીઆં જાએ શું! તીઆં તો ઝાલરો સલગી હતી. અગાસી પર કેમ જવાએ. કેમકે તેનો કબજો તો આગે કેવારનો લીધો હતો. જો અગાસી પર તે નહી જાએ તો મદદ કેમ માગે! અને મદદ જો તેને આવે વખતે નહી મલે તો તેનો બચાવ કેમ થાય! તીઆરે શુ તે જીવતો બલી મરે?

તેને પોતાની આવી હાલતનુ તોલ આંખના પલકારામાં કરી લીધુ. આગ તો આગલ વધવા લાગી. જાણે તેને સુલીવાનનું પુરેપુરૂં નખોદ વાલવાનો ઠેડાવ કીધો હોય. બુંબાના પાણી નહી બલતી જગાને બચાવી બલતી જગાનો નાશ થવા દેવા લાગાં. તબેલો બલી ભસમ થયો. ઘોડાઓ પણ બલી મુવા, અને સુલીવાનની કીમતી ગાડીઓ આગથી રાખ ખાક થઇ ગઇ. સુલીવાન હવે આગની ગરમીથી અકલાવા લાગો. કેવી રીતે બાહાર નીકલી જવુ તેનો તે વીચાર કરતો હતો તેટલાં તબેલાનું છાપરૂં કડડડડડ કરી તુટી પડીયું. છાપરૂં જેવુ પડીયુ કે આગ દબાઇ ગઇ અને તેજ વખતે સુલીવાન બાહાર નીકલી પડીઓ.

સુલીવાન જેવો બહાર નીકલીઓ કે લોકો તેની આસપાસ ફરી વલી તેને દીલાસો દેવા લાગાં. તબેલાનુ છાપરૂં પડવાથી નીચેની આગ નરમ પડી, પણ મકાન તો સલગી ચુકું હતું એટલે હવે તે તરફ આગ પોતાનુ કાંમ ધમધુકાર કરતી હતી.

આ આગનો ખેલ જોવા ખલકત જયારે એકઠી મલી સુલીવાનની હાલત ઉપર દયા કરતી તીઆરે પેલા ત્રણ બદમાસો ચીકીન બુલડાગ અને ફકીરી બુશ મીજાજમાં ઉભા રેહી આ ભયકાર ખેલની મજાહ લેતા હતા.

આગે હવે મકાનની પાછલી બાજુ પકડી. બંબાવાલાઓ આગલી બાજુથી આગને જયારે કાબુમા લાવી નહી શકીઆ તીઆરે પાછલી બાજુથી પાણીનો મારો ચલાવવાનો તેઓએ વીચાર કીધો. પાછલી બાજુ ઉપર સુલીવાનની નજર જેવી પડી કે તેજ વખતે તેને વલબરગાનુ ધીઆન આયું. વલબરગાની ઇઆદ પડતાંજ તે અરધો દીવાના જેવો બાહાવરો બની ગયો. તે દીવાની હાલતમા એક પલ અંદર સેહેકડો બલકે હજારો વીચારો તેના મગજમા વલબરગા વીશે આવ જા કરવા લાગા. પોતાના દીલની મીઠી મુરાદ શુ આવી રીતે તેની નજર સાંમે બલી ભસમ

થાએ !! પોતાની ઉમદા ઉમેદોનો નાદર કોટ એકાએક એમ તુટી પડે, અને પોતાની આંખો સામે વલતાં પોતાના નખોદ સાથ પોતાના જીગરની આસાનું આ ખુંખાર આગમા સત્યાનાશ થતું તે જોઇ શકે એ કેમ બને ?

મરવું તો આ નાશકારક આગના ભયંકાર ભડકાં અંદર તે સુંદર સનંમની સાથ અને જો જીવવુ તો તે મનહરણ માહાખુબના મેલાપ ખાતર. એવા પક્કા ઠેડાવ ઉપર એકદમ આવી સુલીવાન વલબરગા સાથ મલવા નહી તો તેની સાથ મરવા તે એકાએક ચીસ પાડી આગના ભભુકા અને ભડકાં વચે ધસીઓ. ભડકાંની ગરમી અને બલી મરવાની દેહશતને તે બીલકુલ ભુલી ગયો, અને એકદમ દીવાનખાનામા દોડીઓ. જેવો તે દીવાનખાનામા દાખલ થયો કે તેજ વખતે બાહારની અગાસી એક કડાકા સાથ તુટી પડી. લોકોને લાગુ કે સુલીવાન અગાસી નીચે કચડાઇ મુવો.

સુલીવાન આગની ગરમી અને ભડકાંની ભભુકની કાઇ પણ દરકાર કરીઆ વગર ધુમારાના વાદલો વચે ઘેરાતો વીટલાતો મકાનની પાછલી બાજુ વલબરગાના દીવાનખાનાં તરફ બેધડક બેકાફ તેની સાથ બલી મરવા ધસીઓ. આ બહાદુર નર વલબરગાને સાચા પ્યારથી ચાહનાર સુલીવાન જેવો તેના દીવાનખાના આગલ જઇ પુગો કે તેની નાસીપાસીનો સુમાર રેહો નહી. દીવાનખાનાના દરવાજા અંદરથી બંધ કરેલા હતા. હવે તે શુ કરે ? આસપાસ આગ મકાનની ખુવારી કરતી જતી હતી. સુલીવાને એક જબરાં જોરથી દરવાજાને ધક્કો મારી ઉઘાડી નાખી પોતે અંદર દાખલ થયો. જેવો તે અંદર દાખલ થયો કે કાલા ઘટાદાર ધુમાડાના ગોટેગોટા તે ઓરડામા ફેલાઇ ગયા અને સુંદર વલબરગાના પલંગની આસપાસ ફરી વલી સુલીવાનને ગુંગલાવી નાખવા લાગા.

સુલીવાન આગની ગરમી અને ધુમારાની અસરથી લાચાર થવા લાગો. અફસોસ ! આટલી બધી જેહમત બેચી જીવને જોખમે તે દીવાનખાનામા દાખલ થયો પણ ધુમાડાના ધુંમસભરીઆં વાદલાંમા ઘેરાએલી વલબરગાનો પલંગ શોધી કાહાડવા પોતાના હાથો ચોતરફ લંબાવી પોતાની બંધ આંખે તંતોસતો દીવાનખાનામાં ફોકટના ફાંફાં મારવા લાગો. સેવટે તે પોતાની હીમત હારતો હોએ એમ તેને લાગું. તેને જબરી કોશેશ કરી એક બુમ પાડી. "વલબરગા ? વલબરગા ? મને જવાબ દે ? તુ કાહા છે ? તુને બચાઉ, નહી તો તારી સાથ બલી મરૂ ? વલબરગા જીવતી હોએ તો જવાબ દે ?"

પણ તેવામાં તેને કાંને કોઇની ગુંગલાતી ચીસ પડી. તે ચીસ સાંભલતાજ સુલીવાનને નવુ જોર આયું. તે ચીસની સરતે જેવો તે તનતોસતો દોડીઓ કે વલબરગાના પલંગની કુરતની તેના હાથમા પકડાઇ ગઇ. તુરતજ તેને તે કુરતની ઉંચકએક સીહ જેમ પોતાના શીકારને પોતાની ખાંધ ઉપર આસાનીથી ઉંચકી લીએ તેમ બીછાના ઉપરથી ગુંગલાઇ મરતી વલબરગાને સુલીવાન પોતાના હાથમા આસાનીથી ઉઠાવી ધુંમાડાની સીહાઇ વચેથી બાહાર નીકલી પડવાનાં ચાંપાં ફાંફાં મારવા લાગો. પણ આગે નીસચય કીધો હતો કે નાશ પુરો કરવો. મકાનનુ છાપરૂં હવે આગનો ભોગ થઇ પડીયું. રાચ રચીલુ અને ફુરનીચર બલી ખાક થવા લાગુ અને મકાનની ચારે બાજુ હવે આગે પોતાને સવાધીન લીધી. સુલીવાન પાછો જીવતો [illegible] એવી લોકોની આસા ભંગ થઇ. પણ તેવામા લોકોની અજાએબી [illegible]

તથા શાબાસીના પુકારો વચે આગના ભયંકાર ભડકામાથી અને ધુમારાના વાદલમાથી બહાદુર સુલીવાન સુંદર વલબરગાને બેહોશ હાલતમાં પોતાની ખાંધ ઉપર નાખી હાંફતો—બેહોશ થતો—લથડતે પગે બાહાર લેઇ આયો. તેજ વખતે સુલીવાનના મકાનનુ છાપરૂં આગથી બલી તુટી પડીયું, અને તુરતજ લોક તેની મદદે દોડી ગયું.

આગના ભડકાના ઉજાસ વચે બુલડાગે સુંદર વલબરગાનો ચેહેરો જોતાજ તેને ઓલખી કાહાડી, અને તેજ વખતે ચીકીનના કાંનમા તેને કાંઇ કેહેયું. ચીકીન તુરતજ પોતાના સાથી સાથ સુલીવાનની મદદે દોડી ગયો. સુલીવાન આગની ગરમીથી ગુંગલાઇ ગયલો હોવાથી બેહોશ થતો હતો. તેને હીમત રાખી વલબરગાને કોઇ ભલાં આદમીના હાથમા આપી તેની સંભાલ લેવા કહી, પોતે પાણી પાણી ! કરતો બેહોશ થઇ તીઆજ પડીઓ.

મકાનનુ છાપરૂં તુટી પડવાથી આગ દબાઇ ગઈ, અને તમામ અંધારૂં થાઇ ગયું. ચીકીને પોતાની હીમત અને હીકમત વાપરી સુલીવાનના પોતે નીરખાહા દોસત હોએ તેમ વલબરગાને પોતાને સવાધીન લીધી, અને જાણે કીસમતની કાલી કીતાબના સફા ઉપર લખાએલા છઠીના લેખ ખરા પડતા હોએ તેમ બાહાદુર સુલીવાને આગમા બલી મરતી સુંદર વલબરગાને પોતાના જીવના જોખમે બચાવી લાવી ચીકીનના હાથમા તેને લેઇ જવા આપી પોતે બેહોશ થઇ પડીઓ.

વાંચનાર હવે શુ થયું ? લોકો સુલીવાનની સારવાર કરવા ચેરીમેરી હોટેલમા તેને લઇ ગયાં, અને ચીકીન તથા બુલડાગ સુંદર વલબરગાને લેઇ નાહાસવા લાગા. કુકીરી તુરતજ એક ગાડી લેઇ આયો. ચીકીન અને બુલડાગ સુંદર વલબરગાને બેહોશ હાલતમાં લેઇ જેવા ગાડીમાં બેઠા કે ગાડીવાલાએ પુછીયું "ગાડી કાંહા હાંકુ સાહેબ."

આગલ શું થયું ? તે તુરતજ માલમ પડશે. વલબરગાના કીસમતના લેખ એજ હતા !! પણ પ્રીય વાંચનાર આ ગરબડના ગભરાટમાં આપની વારતાના નાએક—પેલા અબલાના હીમાએતી—જાસેલીનનુ શું થયું ? જાસેલીન એક ભેદ ભરેલું આદમી છે. તેને પોતાનુ ખરૂ નાંમ છુપાવવાની શું મતલબ ? પણ જાસેલીનના ખોટા નામે મુસાફરી કરનાર એ શખસનુ ખરૂ નાંમ શું છે ? પણ સરવેથી વધારે ભેદ ભરીઓ બનાવ એ છે કે જાસેલીનને પીછાનનાર અને પીછાનીને તેને ફસાવનાર કોણ સખસ છે ? એ સરવે નીચલા પ્રકરણમાથી માલમ પડશે.




**વાંચો આ વારતાનુ સાંધન—વેલાતના કાલાં મોંઢાં.**

**ભાગ ત્રીજો.**